શ્રી નવિન તેરમી સદીનો જોશજંગ

# મધુકાન્તા યાને મેવાડની સીંહણ

છપાવી પ્રસિદ્ધ કરનાર કેશવલાલ મગનલાલ દુધવાળા
ઠે. કાલુપુર રોડ—અમદાવાદ.



લેખક,
રાજકવિ હર્ષદરાય સુંદરલાલ મુન્શી

આવૃત્તિ પહેલી પ્રત ૨૦૦૦
સંવત ૧૯૮૬ (મૂલ્ય ફક્ત બાર આના) સને ૧૯૩૦

# પ્રસ્તાવના

આ પુસ્તકમાં પુર્વે રજપુત વીર પુરૂષો અને તેમની સ્રીયો કેવા સ્વભાવની હતી. તેઓ કઇ રૂઢીને માન આપતા હતા તથા તેઓની વર્તણુંક કેવી હતી! તેનું ચિત્ર આ વારતામાં બતાવ્યું છે.

સ્રી અને પુરૂષ એ બન્નેમાં શારીરીક સંપતીનો ફેરફાર જો કે જોવામાં આવે છે: યદ્યપિ મસ્તકમાં બુધ્ધિ પ્રેરણા શકિત એ તો જેમ જેમ અનુભવ મળતો જાય તેમ તેમ તે બન્ને વર્ગને સરખી રીતે લાભ મળી શકે છે.

પુર્વે મેવાડમાં ક્ષત્રીયો અને રજપુતાણીયો મર્દનો સ્વાંગ પહેરીને યુધ્ધમાં ઉતરતી હતી; ત્યારે કહો જોઇએ તે સ્રિયોના હૃદયમાં શુરત્વ અને યુધ્ધ રચનાની માહીતી શી રીતે પ્રાપ્ત થઇ! હા તે પ્રાપ્ત થવાનાં સાધનો શુરા રજપુતો પુત્રીને પણ વિદ્યા આપવાને પુર્ણ સાધનો પુરાં પાડતા હતા.

ત્યારે વિચાર કરો કે તેવી સિંહણ જેવી સ્ત્રી કેવું પરાક્રમ કરે છે! હાલના જમાનામાં અત્રે ગુર્જર પ્રદેશમાં રેહનારી ઘણીખરી સ્ત્રીયોને ઘોડા ઉપર બેસતાં આવડતું નથી છછુંદરાં અને ઉંદરથી ભડકી નાસે છે, વ્હેમ રૂપી પીશાચણીનો નીવાસ છે; શરીર નિર્બળ રહે છે, કુલેશ કંકાસ અને અનેક પ્રકારની વિટંબનામાં રોગીષ્ટ બની જાય છે. એવી સ્રીનીમાં શારીરીક સંપતી વિવેક અને શુભજ્ઞાન ક્યાંથી મેળવી શકે! તેટલા માટે પુર્વે થઇ ગએલા પરાક્રમીયોને હકીકત ભાઇયો, બહેનો અને પ્રિય મિત્રોની શેવામાં મુકવામાં આવે તો વાંચીને પણ વીર સ્ત્રીઓના પરાક્રમ માટે ધન્યવાદ આપે, તથાસ્તુ.

લેખક **રાજકવી હર્ષદ**

# પુસ્તકો વેચનાર બુકસેલરો તથા ચોપડીઓ
## વેચનાર ફેરીઆઓને ખુશ ખબર.

હાલમાં અમારા તરફથી સસ્તા અને સારા સુશોભીત પુંઠાવાળા રંગીન શાહીથી ભભકાબંધ પુસ્તકો છપાવી બહાર પડયા છે ને બીજા નવા નવા છપાઇ બહાર પડે છે, માટે એકવાર હમારી મુલાકાત લેવાથી ખાત્રી થશે ને આપનું નામ નોંધાવશો તો નવા છપાતા પુસ્તકો આપને જણાવતા રહીશું.

**ગામોગામ એજન્ટો જોઇએ છે.**

તમે બીજો વ્હેપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીઆના હમારા છપાવેલા સારા, સસ્તા અને સુશોભીત પુસ્તકો રાખશો તો ટુંકી મુડીમાં ઘણો સારો લાભ મેળવી શકશો, અમારૂં ઠેકાણું–**કેશવલાલ મગનલાલ દુધવાળા.** કાલુપુર રોડ–**અમદાવાદ.**

**ફકત થોડી નકલો સીલકમાં રહી છે માટે તાકીદ મંગાવો નહિ તો પસ્તાસો,**

## એકે આવાજે વખાણાયેલું પુસ્તક.

# દુઃખી દંપતી યાને વિશુદ્ધ પ્રેમનો વિજય

આ પુસ્તકમાં **પતિવ્રતા** સ્ત્રીને અનેક કષ્ટો પડવા છતાં પોતાનું **સતીત્વ** કેવી રીતે સાચવી શકે છે તેમજ સજ્જન પુરૂષ અપુર્વ **પત્નીવ્રત** રાખવોને દરિદ્રતા પસાર કરી સત્ય અને નીતીથી સુખની સીમાએ પહોંચતાં આખરે **દેશ સેવામાં** કેવી રીતે જોડાય છે વીગેરેનું રસપુર્ણ વર્ણન કરી **કન્યા વિક્રય, વૃદ્ધ લગ્ન, સટ્ટા, વિષયાંધતાથી** કેવાં કેવાં ભયંકર પરિણામો આવે છે તેનો આબેહુબ ચિતાર આલેખવામાં આવ્યા છે; માટે આ પુસ્તક અવશ્ય ખરીદવા યોગ્ય છે આ પુસ્તક વાંચવા લીધા પછી નીચે મુકવું ગમતું નથી; આ પુસ્તક સ્ત્રી પુરૂષો તેમજ બાળકોને વાંચવા લાયક છે માટે તાકીદે મંગાવો. કિંમત ફકત દોઢ **રૂપિઆ** ટપાલ ખર્ચ ચાર આના જુદુ મળવાનું ઠેકાણું.

**કેશવલાલ મગનલાલ દુધવાલા.** કાલુપુર રોડ–**અમદાવાદ**

# મધુકાન્તા.

## યાને

## મેવાડની સિંહણ.

### પ્રકરણ ૧ લું.

### જેસલમેરના કિલ્લા ઉપર રમખાણ.

ચારે બાજુ જેમ સમુદ્ર બેટની આજુબાજુ ફરી વળેલો અનહદ ઘુઘવાટા કરતો અસંખ્ય તરંગોરૂપી જળથી ધક્કા આપ્યા કરે છે તેવી રીતે જેસલમેરના કિલ્લાની આજુબાજુ અલ્લાઉદીન બાદશાહનું લસ્કર ઘણી સંખ્યાવાળુ ફરી વળેલું હતું તેઓ તે કીલ્લાને કબજે કરવા સારૂ છ વરસથી મથ્યાં કરે છે તો પણ કબજે થતો નથી કીલ્લામાં ભરાઇ રહેલા યાદવ રજપુતોએ ઘણા દીવસથી બાદશાહી લશ્કર સાથે ટક્કર ઝીલ્યાં કરે છે; તોપણ જ્યારે તે કીલ્લાની ચારે દીશાએ ઘેરાઇ ગએલી જોવામાં આવતી હતી ત્યારે નિરાશાનો નિવાસ સહજ થયા વિના રહે નહી. એમ છતાં નિરાશના મેદાનમાંજ ખપી જવાને દ્રઢ નિશ્ચય કરવાવાળા શુર રજપુતો પોતાના ઝાનનો નાશ કરવાને આદરી બેઠા હતા. ઇસવીસન ૧૨૯૫ માં પાદશાહી લસ્કરે ઘેરો ઘાલ્યો હતો; આ વખતે મુળરાજ રાજ્ન રાજ કરતો હતો તેની કારકિરદીમાંજ આ ભયંકર બાદશાહી લસ્કરનો ઘેરો આઠ વરસ સુધી રહ્યો કે એથી કરીને જેસલમેર નગરના કીલ્લામાં રહેનારા કોઇ પણ માનુસથી બાહેર

નીકળી શકાતું નહતું. અને આહવા પરીણામથી પેટના નિર્વાહ માટે પરગામથી આવતું અન્ન રોકાયું હતું, તે કીલ્લામાં રહેનારાઓ અન્ન પાણી વિના હેરાન થવા લાગ્યા; રાજદ્વારમાં પણ અન્નનો જથો ખુટયો; તે સાથે યુદ્ધની સામગ્રી પણ ખુટી પડી, નગરમાં પ્રજાવર્ગમાં ગરીબ સ્થીતીના માણસો અન્ન વીના ટળવળીને મરણ પામ્યાં: અને ભુખમરો પેઠો આહાવી કિલ્લામાં દુરદશા જોઇને મુળરાજ રાત્રીની વખતે સઘળા રજપુતો સહ વર્તમાન કચેરી કરીને બેઠો: પછી કેમ કરવું તેના માટે ગોષ્ટી ચલાવવા માંડી; જેમાં આખરે એજ નીશ્ચય થયો કે કેસરીયાં કરીને અને કીલ્લો ખુલ્લો કરીને શતરૂની સેનામાં ઉતરવું અને તુમુલ સંગ્રામ કરવો: ભુખથી પીડા પામીને અને પગ ઘસીને દુરદશાએ કરીને મરણ પામવું તથા કીલ્લાની સાયતા લઇ બેસી રહેવું એતો છેક બાયલાનુંજ કામ છે; આ પ્રમાણે નીસ્ચય ઉપર આવી ગયા હતા, પછી તમામ રજપુતો પોતપોતાને ઘેર એજ રાત્રીએ ચાલ્યા ગયા.

યવન સીપાઇયોના કબજામાં રજપુતાણીઓ આવવા પામે નહી તેટલા માટે તેઓએ પોતાની સ્ત્રીઓને તલવારથી મારી નાંખી કેટલીક રજપુતાણીયો રાજ મંદીરમાં ચાલી ગઇ, અને તે રાજમંદીરમાં હજારો સ્ત્રીયો ટોળે મળીને પોતાના પતી પ્રત્યેનો સંબંધ પુનર્જન્મમાં મેળવવા માટે મરણ ઉપર આવી ગઇ. આ વખતે મુળરાજે રાજ્યના ભોંયરામાં તમામ રાણીયોને તથા આવેલી સઘળી રજપુતાણીયોને પુરીને સળગાવી મુકી કેટલીક સ્ત્રીઓ મરવાની નહી આશા રાખનારીઓ પોતાના સ્વામીના તલવાર નીચે નીકળી ગઇ આજની ભયંકર રાત્રીમાં ૨૪૦૦૦ ચોવીશ હજાર સ્ત્રીઓ નાશ પામી. યદ્યપી જે ક્ષત્રી વીરપુરૂષો પોતેજ મરણ આદરી બેઠા હતા તે ક્ષત્રીયોના હૃદયમાં

સ્ત્રીઓના નાશ થવા સંબંધે બીલકુલ અરે કીંવા દયા ઉત્પન્ન થઇજ નહોતી.

આ વખતે કળાસોરઅકોર અને કોકાચાર્યનો પારજ રહ્યો નહોતો. આ વખતે વીકરાળ વેશ ધારણ કરવાવાળી કાળીકાએ ક્રોધ રૂપમાં રજપુતોના નેત્રમાં નીવાસ કરી રહેલી હતી; સઘળા રજપુતોએ પોતાના અંગ ઉપર વસ્ત્ર ધારણ કરીને કેસરના છાંટા કરી દીધેલા હતા.

ત્યારે રાજમહેલની પાસેના, રાજાની સાથે સંબંધ ધરાવનાર એક તરૂણ વીરપુરૂષ અને એક તરૂણ સ્ત્રી પરસ્પર વાતો કરી રહેલાં હતાં.

તે તરૂણે પોતાની સ્ત્રી તરફ નજર કરીને કહ્યું કે આ પ્રતાપિક કીલ્લામાં સ્ત્રી માત્રમાં ગણવા જોઇએ તો એક તમેજ છો. મને તમારા ગળા ઉપર તલવાર ચલાવવાની બીલકુલ ઇચ્છા નથી, કેમકે તમારા ઉપરની અભેદ અને અવર્ણીય મમતા ( પ્રેમ ) વચમાં આવી પડે છે આટલું બોલીને તે તરૂણ યોદ્ધાએ નિસ્વાશ મુકયો.

તે જોઇને જેનું ચંદ્રમાના જેવું મુખ છે એવી અપ્સરાના ગુમાનનું ખંડન કરવાવાળી તરૂણ વીરાંગનાએ ઉત્તર આપ્યો કે પ્યારા સરદાર ! તે પોતાના સ્વામીના તલવારથી શિરછેદ કરાવનારી તથા પોતાના સ્વામીને મુકીને અગ્નીમાં યાહોમ થનારી સ્ત્રીયોને ધન્યવાદ ઘટે છે કે તે આગળથી સ્વર્ગમાં રવાને થઇ અને યુદ્ધક્ષેત્રમાં પોતાના સ્વામીનું પરાક્રમ જોવાને માટે આકાશમાં અદ્ધર ઉભી રહેલી છે. યદ્યપી તે સ્ત્રીયો પોતાના સ્વામીની સાથે ચાલી નથી; તેના માટે મને ઠીક લાગતુ નથી, સ્વામીને મુકીને બળી મરવું કીંવા પ્રથમથી મરણ પામવું એ રજપુતાણીને છાજતું નથી. માટે હું તો તમારી સાથેજ

આવીશ યુદ્ધ કરીશ; તમારી સાથ કદી પણ હું આવ્યા વગર ચુકનાર નથી. અને મરણ પામીશ તો શત્રુઓને મારીને મરીશ અને હું તમારી મદદગાર થઇશ પણ રખે તમે મારા રક્ષણ માટે જીવ રાખતા; તમે તમારૂ મન જરી પણ સકારતા નહી મને ખબર છે કે ઘરબાર અને સ્ત્રીયોમાં બીલકુલ વાસના નહી રેહેવાના કારણથી વીર યોદ્ધાઓએ પોતાની સ્ત્રીયોનો નાશ કર્યો છે કે પછી એકજ રૂદ્ર રંગમાં વીકરાળ મુખવાળી કાળી સમશેર ઉપર ધ્યાન અપાય; પણ પ્યારા જેવી વૃત્તિ તે રજપુતોની છે તેવીજ વૃત્તિ યુદ્ધમાં ઉત્સાહ રૂપે માહારી છે. માટે તમે યુદ્ધ કરવામાં મારા તરફ બીલકુલ વાસના રાખતા નહી. અને હું તમારા અશ્વની પાછળ મારો અશ્વ રાખી યુદ્ધ કરીશ

તરૂણ યોદ્ધાએ તે તરૂણ વીરાંગનાને હૃદય સાથે ચાંપીને શાબાશી આપી; અને તે સાથે તેને ઘણોજ સંતોષ થયો; વળી એજ વખતે તેના અંગ ઉપરના તમામ રોમમાં વીરત્વ પ્રગટ થવા લાગ્યું; આ વખતે પાછલી રાત્રીના ચાર વાગ્યાનો સમય થયો હતો; તેથી તે તરૂણ યોદ્ધાએ પોતાના મસ્તક ઉપર લોખંડી ટોપ ગોઠવી અને અંગ ઉપર કવચ ધારણ કર્યાં, બન્ને જણે અંગ ઉપર શસ્ત્ર ધારણ કરી દીધાં. એટલામાં સુર્યનારાયણે પોતાનો પ્રકાશ જણાવ્યો; એટલે યુધ્ધનાં વાજીંત્ર વાગવાનો આરંભ થયો; દરેક રજપુતોએ કેશરીયા કરીને કિલ્લાના મેદાનમાં ભેગા થવા લાગ્યા; જેમ શરાબ પીધેલો મસ્ત હાથી ઘુમે છે. તેમ કોઇ પણ વસ્તુ ઉપર લાલસા નહિ રાખનારા શુરા રજપુતો શત્રુઓને મારવાની અડગ વૃત્તિમાં લીન થએલા મેદાનમાં ઘુમવા લાગ્યા; આ વખતે કોઇના પણ અંતઃકરણમાં કુટુંબ વિયોગના દુખનું રૂખડું પણ વસેલું નહોતુ. જેવી રીતે તેમની દ્રષ્ટી સબળ કરનારા સાધકો ત્રાટકયોગ કરે છે તેવી રીતે તમામ રજપુતોના નેત્રમાં

શત્રુઓની મુર્તિનું સ્થાનક હતું અને તેઓ ઉપર તલવારનો કેવો ઘાવ કરવો, તેવી અડગ વૃત્તિ રૂપ દ્રષ્ટીનો ત્રાટક યોગ સર્વમાં ભાસતો હતો; આ યોગ કેવળ પ્રલય કાળનુ સ્વરૂપ બતાવનારો હતો;

મ્હારા પ્યારા વીર પુરૂષો ! જેવી રીતે સંસારની ઉપાધીનો ત્યાગ કરીને અડગ વૃત્તિનુ સંપાદાન કરવાને ત્યાગી યોગ રૂપી મુકતા ફળ પ્રાપ્ત કરવાને આતુર થાય છે તેવી રીતે તમે પ્યારા સરદારોએ સઘળી ઉપાધી, વાંચ્છના અને પાછળની તમામ આશાઓને ભેદીને ક્ષત્રી ધર્મ રૂપી મુકતા ફળનું રક્ષણ કરવાને નીકળી પડયા છો તે જોઇને અત્યારે મને ઘણોજ આનંદ થાય છે; આપણા વીર વડીલોએ પોતાની તલવારના બળથી આર્ય ભુમી માતાનું રક્ષણ કરેલું છે અને તે ભુમી રૂપી પોતાના માતાની માતાના સ્તનમાંથી દુધ પીધેલું છે; માટે પોતાની માતાનું રક્ષણ કરવું એ સપુત્ર પુત્રોનો ધર્મ છે;

હે ભાઇયો તેમણે રજપુત ધર્મ બતાવવામાં અભંગ ઉમંગ રાખ્યો હતો; વળી તેમણે પોતાનું લોહી માતાના ઉચ્છંગમાં આપેલું છે: એજ પ્રમાણે આજે છેવટનો વખત આપણે હાથ લીધો છે; યુદ્ધ કરીને વિજય મેળવવાની આશા રાખનાર તથા તલવાર બળથી આ ભુમિને હસ્તગત કરવાની ઇચ્છા રાખનાર બાદશાહી લશ્કરને તેવીજ નસિયત આપવીજ જોઇએ; આપણા ધર્મનું રક્ષણ કરનાર આપણી તલવાર અને બાહુબળ છે; અને એજ બળથી આપણા વડિલોએ પોતાનાં અમ્મર નામ રાખ્યાં છે વળિ તેમણે આ ભુમિ માતાને પોતાનો પ્રાણ આપ્યો છે;

મ્હારા પ્યારા સરદારો ! શત્રુ લોકો આપણા ઘરમાં પેશીને આપણી ઉપજીવીકા છિનાવી લેવાને અન્યાય કરવા તત્પર થયેલા છે, તેવા મદથી અંધ થએલાઓને હાંકી કાઢવામાં જાગ્રત થાઓ; અને

સમશેર ઉડાવો; દુર પ્રદેશથી આવેલા રૂધીર પીનારા ડાંસને ઉડાવો; તમારૂં શુરવીરત્વથી ઉકળેલા લોહીના ઉપયોગ કરો; આ નાશવંત શરીરથી વિજય કાર્ય કરો; તમારૂં પરાક્રમ આકાશમાં રહીને જોનારી દેવાંગનાઓને અને તમારી પ્યારી સ્ત્રીયો તમને મુકીને ગયેલી અત્યારે અધ્ધર રહેલી તમારી રાહ જોતી ઉભી રહેલીયો છે તેવી સિહણીયોના હૃદયને સંતોષ આપો; આ પ્રમાણે મુળરાજે સઘળા સુરવીરોને બરદાવ્યા; – આ વખતે તમામ ક્ષત્રી વીર પુરૂષોનાં શરીરમાં લોહી ઉકળવા લાગ્યું દરેકના બાહુ દંડ ફરકવા લાગ્યાં; અને તે સાથે યુધ્ધનો ઉમંગ દરેકના અંતઃકરણમાં વધવા લાગ્યો; આ વખતે યુધ્ધનાં વાજીંત્રનો ઘોશ થવા લાગ્યો; પયદલ અને ઘોડેસ્વાર યોધ્ધાઓની દ્રષ્ટી એવી તો થએલી હતી કે તે નગરના મેદાનમાં તલપુર માર્ગ રહ્યો નહોતો આ વખતે પેલો તરૂણ યોધ્ધો અને તેની સાથે તરૂણ યોધ્ધાનો સ્વાંગ ધારણ કરનારી વિરાંગના, એ બન્ને જોડે જોડે ઘોડેસ્વાર થઇને તે વીર યોધ્ધાઓના પ્રવાસમાં દાખલ થયા; સઘળાઓનું ધ્યાન રણજંગમાં ઉતરીને કેવળ મરણીયાં થતા ઉપરજ દ્રઢ થયું હતું; કારણ કે જે વસ્તુ જીંદગીના સુખને માટે પ્યાર અર્પનારી સ્ત્રીઓ હતી; તે વસ્તુનો પ્રથમથી નાશ કર્યો છે; અર્થાત કોઇ પણ વસ્તુમાં વાસના રહેલી છેજ નહી, તે સાથે શત્રુના અસંખ્ય સૈન્ય બળમાં વિજય મેળવવાની આશા મુકી દેવામાં આવી હતી; તેથી શત્રુઓને પોતાના શુરત્વનું પરાક્રમ બતાવવાને અને એકથી અનેક યવનોને બાહુ બળથી કાપી નાંખવાનેજ નિશ્ચય ઉપર આવી ગયા હતા; અને તેમાં મર્ણ વખતે નિર્વિકલ્પ વૃત્તિમાં સમાઇ જવાનો તેમનો ચોકસ હેતુ હતો, તેથી તેઓનો દેખાવ મનને હેરત પમાડે તેવો બની રહેલો હતો; આ વખતે રણશિંગુ ફુકાઇ રહેલું હતું. રાજા મુળરાજ અશ્વ ઉપર બેશીને

મધ્યમાં ઉભો રહ્યો; કેટલાક કિલ્લા ઉપર માણુસોને ઉભા રાખીને ખુલ્લા દરવાજા કર્યા, અને હરહર મહાદેવ બોલતા સઘળા સુરવિરો નગર બાહેર મેદાનમાં આવી પોહોચ્યા.—

કિલ્લાની અંદર રહોર બકોર, અને કિકિયારી તથા રણતુર વાદનો ઘોશ અલાઉદીનના લશ્કરમાં ફેલાયો હતો; તેથી તેઓ વધારે ચોકસ રહ્યા હતા; એટલે તેઓ પણ હથિયારથી સજ્જ થએલા મોરચાની ટુકડીયો બાંધીને અસંખ્ય દળ સાથે યુધ્ધ કરવાને આતુર થઇ રહેલા હતા; જેમાં છેવટના ભાગમાં મુખમલના તંબુ પાસે લીલા રંગનો વાવટો ફરકી રહ્યો હતો; આ વખતે ઘોડા ઉપર સ્વાર થએલા બાહાદુર સીપાઇઓ સુમારે દશ હજાર હતા; અને સાઠ હજાર પયદલ સીપાઇયો ગંભીર ગર્જના કરી રહેલા યુધ્ધમાં પરાક્રમ બતાવનારા હતા.

આ તરફ રજપુત ઘોડે સ્વારની ટુકડી પુર જોશથી ગતી આપતી પોતાને અનુકુલ આવે તેવા મેદાનમાં ગોઠવાયા અને પાયદલ શુરા રજપુતોએ તે ઘોડેસ્વારની જમણી બાજુ પકડી; જેમાં તેઓને આ વખતનો દેખાવ ઉચ્છાહ ભરેલો પુર જોસવાળો હતો

ત્યારે આ તરફ બાદશાહી લશ્કરમાં કદાવર મુસલમાની,યોધ્ધાઓએ ખુલ્લી તરવાર અને ઢાલ હાથમાં પકડીને આગળ ધસવાની કીકીયારી કરવા માંડી; તેઓએ મસ્તક ઉપર રૂવાટાંવાળા ઉંચા ટોપ પહેરેલા હતા; તેઓની ગરદન મસ્તપાડાના કાંધજેવી હતી. તેઓના હાથનું કાંડું લાંબી તલવારનો સખત ઘાવ કરી શકે તેવું બળકટ હતું, તેઓની દાઢી છાતી ઉપર ફરકા મારી રહેલી હતી તેઓનાં ક્રોધથી ભરેલાં તથા યુધ્ધમાં ભય પ્રગટાવે તેવાં લાલરંગનાં નેત્રો જણાતાં હતાં. તેઓમાં દરેક જણે કાંધ ઉપર મજબુત કમાન ભરાવી હતી અને તેની સાથે તીક્ષણ તીરનો પાડાના ચામડાની ઘટ્ટ કોથળીમાં ભાથાનો

જથો રાખી મુકયો હતો એવો પયદલ સેના આગળના ભાગમાં કતાર બંધ સજ્જ થઇ ગઇ આ વખતે તે લશ્કરનો આગેવાન સરદાર પોતાના લશ્કરને બરદાવવા લાગ્યો એટલે એજ વખતે એકી અવાજે અલાહુઅકબર શબ્દનો પોકાર થવા લાગ્યો, ઝનુની સીપાઈઓનું ઝનુન તેઓએ ધારણ કરેલા હથીયારો ઉપરથી અને તેઓના દેખાવથી ભય ઉપજાવે તેવું જણાતું હતું ત્યારે આ તરફ રજપુતો પણ તેઓથી જાય તેવા નહોતા કેમકે એક રજપુત બીજી બાજુની કોઇ પણ ઉપેક્ષા કે આશા નહી રાખનાર સ્વર્ગ સુંદરીયોની ભેટ લેવાની ઇચ્છા રાખવા-વાળા જંગમાંજ ખપી જવું કે જય મેળવવો એવી દ્રઢ પ્રતીજ્ઞાવાળા કાવર સુરાઓ વધારે રમખાણ મચાવે તેવા હતા; એમ કહેવાનો હેતુ એ છેકે, યુધ્ધમાં ઉતરવામાં જે ઉમંગ આશા રજપુતોમાં અત્યારે પ્રસરાયલી છે તેવી ઇચ્છા કે વૃત્તિ બાદશાહી લશ્કરમાં દાખલ થએલા શીપાઇયોમાં નહોતી, કેમકે પોતાની પ્યારી પત્નીનો તથા પુત્રને તથા સગાંસહોદરને મુકીને આવેલા હતા, તેથી તેઓના મનમાં ઘર તરફની કાળજી અને પોતાના બચાવ માટેની યોજનાથી લડાઇમાં તેઓની અડગ વૃતી કદીપણ થવા પામે તેવી નહોતી, તે કારણથી તેઓની ગર્જના અને યુધ્ધના ઉમંગનો દેખાવ નીરબળ જણાતો હતો પણ રજપુત સેના કરતાં છ ઘણી સેન્યા બાદશાહની હતી છતાં તેવી ભયંકર દળ સમુહમાં અત્યારે આ રજપુતો કાપાકાપી કરવાને મરણીયા થઇને આગળ ધસેલા છે.

બન્ને પક્ષનું લશ્કર સાવધ થયું અને બન્ને પક્ષમાં હલ્લો કરવાની એકીવારે કીકીયારી થવા લાગી, આ વખતે દુરથી બંદુકોના અવાજ થવા લાગ્યા. પણ મરણીઆ રજપુતો તો એકદમ દોટ મુકીને એજ લશ્કરમાં ઢાલ તલવારથી લડવાને લથબથ થઇ ગયા, એટલે

હક્કારે નાગી તલવારનો ચળકાટ વીજળીની માફક થવા લાગ્યો અને મરણીયા રજપુતોની તલવારનો ઘાવ ઘણોજ કારી થવા લાગ્યો આ વખતે દરેક રજપુતોએ પાંચ પાંચ છ છ યવન પયદલોનો ઘાણ વાળ્યો જેમ તે લશ્કરમાં ભારે ભંગાણ થવા લાગ્યું, તે વખતે બીજી ટુકડી પયદલની એવી રીતે રજપુત પયદલ અને સ્વાર સીપાહીઓને ઘેરી વળી કે તેમાંથી બાહેર નીકળવાની આશા મુકવા જેવીજ હતી પણ તેવા વખતમાં કોઇ રજપુત બંદો બાહેર નીકળવાની આશા રાખતોજ નહોતો; કેવળ કાપાકુપીજ ચાલી રહી હતી. આ વખતે તલવારનો ફટકો અને યુધ્ધ વખતની દરેકની ગર્જના કેવળ ભય ઉપજાવે તેવી થઇ રહી હતી એટલામાં એ અલાઉદીનના લશ્કરમાંથી બે યોધ્ધાઓ ઘોડેસ્વાર હતા તે છટકીને નાસતા હતા, તે નાસનાર બન્નેની પાછળ બે ઘોડેસ્વાર રજપુત હાથમાં ભાલો પકડીને પાછળ પડયા હતા; તે બન્ને તરૂણ રજપુત યોધ્ધાઓના ભયથી નાસનાર બે યવન સ્વાર ચાર પાંચ કોસ લગી રેતીના મેદાનમાં આવી પોહોચ્યા; પણ બહાદુર તરૂણ રજપુત યોધ્ધાઓએ નાસનાર બન્ને યવન લશ્કરના સરદારોની પીઠમાં ભાલાનો ઘાવ કર્યો ભાલાનો કારી ઘાવ પેલા નાસનારાઓની પીઠમાં થતાંજ તેઓ સ્વ ઉપરથી જમીન ઉપર ગબડી પડયા અને અર્ધ મુવા જેવા થઇને ચીસો પાડવા લાગ્યા; તે ઘવાયેલા બે બહાદુરો પૈકી એક જણ બે રજપુત તરૂણ યોધ્ધાને કહેવા લાગ્યો કે તમારી તલવાર અને ભાલાને હું શાબાશી આપું છું અત્યારે હું મરવાની અણી ઉપર છુ તેથી હું કહું છુ કે હું સાધારણ પક્ષનો કોઇ સ્વાર નથી પણ ખુદ અલ્લાઉદીન બાદશાહનો સાળો છું. મે ઘણી જગ્યાએ લડાઇમાં જીત મેળવી છે. વળી મારૂં રક્ષણ કરનાર આ મ્હારી જોડે જ્યાં ત્યાં યશ મેળવવામાં બહાદુર ગણાયલો એકકો છે તે આ તમારી

સાથેના નાજુક બાંધાવાળા સ્વારના ભાલાથી વીંધાઇને ઉથલી પડયો છે. તેના માટે હું તમારી વીરત્વ શકિતને વધારે માન આપુ છું હવે તો મારા શરીરમાંથી પ્રાણ જવાને વાર નથી. પણ મ્હારી બેહેન રહેમ બેગમને મારા મરણની ખબર પોંચાડવાને મહેરબાની કરશો તો હું મરણ પામ્યા પછી કયામતને દીવસે પણ હું ઉપકાર માનેલો હું તમને જણાવી આપીશ, હે વીર સરદારો તમને ધન્ય છે, આટલું કહીને પેલો સ્વાર તથા તેનો સાથી એ બન્ને મરણ પામ્યા;

સુર્ય અસ્ત થવાનો વખત હતો; તે વખતે પેલા તરૂણ સ્વાર પ્રત્યે નાજુક બાંધાનો સ્વાર કહેવા લાગ્યો કે મ્હારા પ્યારા સરદાર! હવે આપણે જેસલમેરના કિલ્લાને નમસ્કાર કરીને અહીંથી ચીતોડગઢ ચાલો કેમકે ત્યાં મ્હારી બેહેન રાણી ભીમસિંહ સાથે દીધેલી છે; તેથી ત્યાં આપણો સત્કાર સારો થશે; જેસલમેરના કિલ્લામાંનો એક રજપુત જીવતો રહ્યો નથી જેઓએ પોતાની સ્ત્રીયોને આગમચથીજ પોતાના હાથે સ્વર્ગમાં વળાવી છે તેઓ પોતાના કુટુંબને મળવાની ઇચ્છા રાખનારાઓ હોવાથી એક પણ હયાત રહ્યો નથી; મ્હારા સરદાર! આ દાસીને જ્યારે આપે તલવાર નીચે કાઢી નથી ત્યારે હું હયાત રહેલી આપ હયાત રહેલા પ્રમાણે કાળ બળ ઉપર ધ્યાન આપીને પ્રયત્ન કરવામાં જાગ્રત રહેવું જોઇએ; પ્યારા સરદાર મ્હેં સોલનુ કવચ પેહેર્યું છે તો પણ તે ઉપર તલવારના પચાસ ફટકા જુદા જુદા જખ્મે મર્દોના હાથથી એવા લાગ્યા છે કે ઘણી ખરી જગોએ બખ્તરની કડીયોએ તુટીને તલવારની ધારે મારા શરીર ઉપર અસર કરી છે; આ આપની તાબેદારે આપની પુંઠ છોડી નથી; અને કઠિણ રણુસંગ્રામમાં જે તમે બહાદુરી કરી છે તે જોઇને મારૂં હૃદય બહુંજ સંતોષ પામ્યું છે; જેમાં પરીણામે હું અને તમે પરસ્પર

એક બીજાની આરામીયત જીંદગી જોઇએ છે. એના જેવું ધન્ય ભાગ્ય કાહોનું હોય !

આપણી ભુમી માતાએ પોતાના પુત્રોને મડદાંને પોતાના ગોદમાં ( ખોળામાં ) લીધાં છે; અને શુરવીર રજપુતોને નિરજીવ થએલા જોઇને નેત્રમાંથી આંસું કાઢે છે, પણ હવે તે આંસુ લુછી નાંખી તે દેવીને સંતોષ આપવાને ફરજ અદા કરવા સારૂ અત્યારે તમારી જીંદગી હયાત છે; પ્યારા સરદાર ! હવે આપણે અહીંથી ખસી જવું યોગ્ય છે; કેમકે બીજી કયા પ્રકારની આફત આવી પડશે ! તે બાબત કાંઇજ સમજાય નહી; માટે સત્વરાથી આપણને બીજો રસ્તો પકડવો ઘટે છે એમ મરદાની પોશાક પેહેનાર સ્વારે કહ્યું.

સાબાશ વિરાંગના એજ લડાઇમાં મ્હેં તમારી સ્હાયતા જોઇ છે તમારો હાથ જોઇ લીધો છે એ વખતે તમે નહોત તો દસ પયદલ લડવૈયામાંથી મ્હારો બચાવ થાત નહી કેમકે તેઓએ મારા ઘોડાને ઘેરી લીધો હતો મેવાડ ભુમીમાં વીર સુંદરીયોમાં રત્ન રૂપ તમને અત્યારથીજ જાણ્યા છે. કદાચ હું લશ્કરમાંથી લડાઇના વિગ્રહમાંથી બચી ગયો હોત અને તમે મને મુકીને સ્વર્ગ સિધાર્યા હોત તે અત્યારે તમારો વિયોગ કટારની કારી ઘાવ પ્રમાણે લાગત પણ પુર્વના સંસ્કારનો ઉદય મારા હિત માટેજ પ્રબળ હોવો જોઇએ કે જેથી મારા આખા ભવમાં સલાહકાર અને સુખ આપનાર તમે પોતાને હું જોઉ છું માટે ધૈર્યતા રાખીને અહીથી પરબાર્યો રસ્તો પકડવો યોગ્ય લાગે છે.

તરૂણ સ્વારે કહ્યું કે તમારી વાત કેટલેક દરજ્જે ઠીક લાગે છે પણ આપણે તુરતને માટે ક્યાં જવું તેને માટે વિચાર કરવો જોઇએ.

પ્રિય સરદાર હું ચીતોડધરના રાણાના કાકા ભીમસીંહજીની સાથી આઉ છુ, તે આપનુ કયારે અજાણ્યું છે એ સ્થળમાં આપના પધારવાથી ભીમસીંહને વધારે સંતોષ થશે અને આપણી ઉત્તમ પ્રકારની સરભરા થવામાં કંઇજ બાકી નહી રહે જેસલમેરના રાજા પ્રત્યે તમારો નીકટ સંબંધને ઘણાજ માનની લાગણીથી જોનાર ભીમસીંહજી છે તમે તેમના સાહુ થાઓ તેથી તમારા પ્રત્યે સંબંધ લાગણી રાખે રાખે એ સ્વભાવિક છે જેસલમેર ફના થયું છે અને રજપુતો ખપી ગયા છે; તેથી નહી થાલે મારી શરણે આવ્યા છે એવું ભીમસેન કદીપણ મનમાં લાવે તેવો નથી. કારણકે તેને પકી રીતે ખબર છેકે રજપુત ગમે તેટલી વિપત્તિ ભોગવત પણ પોતાની ક્ષત્રીવટની જાતને કોઇપણ રીતનો દાગ લગાડનાર નથી; માટે આપણે નિશંક થઇને ચીતોડ તરફ જવાને ધારીયેતો ઉત્તમ કહેવાશે તરૂણ યોધ્ધાને તે વાત પસંદ પડી; અને તુરતજ બન્ને જણા દર મજલ કુચ કરતા કરતા કેટલેક દીવસે ચિતોડમાં આવી પોહોચ્યા.

વાંચક મિત્રો જાણેજ છે કે જેસલમેરમાંથી નીકળેલ એક મરદ અને સ્ત્રી તે પુરૂષ અને પત્ની હતાં; એટલે તે તરૂણ યોધ્ધાનું નામ ગંભીરમલ હતું અને તે વિરાંગનાનુ નામ મધુકાન્તા હતું, તે બન્ને જણાએ ચિતોડની રાજ ધડીમાં પ્રવેશ કર્યો.

અનાયાસ અને ઘણા દીવસે મધુકાન્તાનું આવવું જોઇને અને ગંભીરમલને જોઇને ભીમસીંહની સ્ત્રી ચંપાને ઘણોજ આનંદ થયો. ભીમસીંહે તેમને ઘણાજ સત્કાર સાથે પોતાના મેહેલ જોડે સુંદીર અવાસ તેમને હમેશાં રહેવાને માટે આપ્યો અને એકાન્તે બેશીને જેસલમેરનુ તમામ વૃત્તાંત સાંભળ્યું તે સાથે મધુકાન્તાની બહાદુરી જાણીને ભીમસીંહના હૃદયમાં આનંદનો પાર રહ્યો નહી, યદ્યાપિ આ

વખતે ભીમસિંહને પણ નીરાંત નહોતી; કેમકે કઇ વખતે અલ્લાઉદ્દીન આ તરફ ચઢીને આવશે તેના માટે તે ભારે ચિંતામાં રહેલો પોતાના કામમાં સચેત રહેતો હતો; બહાદુર ગંભીરમલને પોતાના રાજ્યમાં સરદારની નીમણુંકમાં દાખલ; કર્યા, આ પ્રકારે ચિતોડ રાજઘડીમાં તે સ્ત્રી પુરૂષ બન્ને આનંદથી રેહેવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨ જું.

---

અલ્લાઉદ્દીનની કારકિર્દીમાં હિંદુસ્તાનની હિંદુ વસ્તીમાં અજંપ હતો તે વખતે દરેક જણાના હ્રદયમાં ઉદ્વેગ, ભય ચિંતાનો નિવાસ ત્રાસજનક હતો. કોઇ જગોએ જંપીને બેસવાનો વખત મળતો નહોતો, બારંવાર ચઢાઇયો થયાજ કરતી હતી; લશ્કરી માણસો ઝાનુન સ્વભાવના હોવાથી લુટ ફાટ કરતા હતા તેમાં સેંકડો માણસોનું કતલ થયાજ કરતું હતું અલ્લાઉદ્દીનનો કાકો જે વારે દિલ્લીમાં સુલત્તાન હતો તે વખતે તે જલાલ-ઉદ્દદિનનો ભત્રીજો અલ્લાઉદ્દીન અલ્હાબાદની પાસે સ્થાનનો સરદાર હતો તે કેવળ સ્વાર્થ સાધક અને રાજ્ય સત્તાનો લોભીષ્ટ હતો તેણે સમય સુચકતા ઉપર ધ્યાન આપીને પોતાના અલગ લશ્કરના બળ વડે કરીને વિંધ્યાચલ પર્વતનો પ્રદેશ કબજે કર્યો અને ત્યાંથી ત્રણસે કોસ દુર ભિલ્સા નામે બૌધ્ધ દેવાલયવાળું શહેર હતું તે ઉપર છાપો મારીને લુટ્યુ. અને ત્યાંથી તેણે ઘણું દ્રવ્ય ભેગુ કર્યું પછી ત્યાંથી ભરતખંડમાં જઇ પહોચ્યો. ત્યાં પણ તેણે યુદ્ધ કરીને વિજય મેળવ્યો હતો યદ્યપિ તેનો મેળવેલો વિજય થોડી મુદ્દત સુધી રહ્યો. ઇસવીસન ૧૨૯૫ ની સાલમાં ઉત્તર બાજુ તરફથી મુગલ લોકોએ હિંદનું કાચુ સોનું હાથ કરવાની લાલચે પ્રવેશ કર્યો; તેઓએ ચાઢા

લશ્કર સાથે નિદાન વારા ફરતી પાંચ વાર ચઢાઇ કરી તો પણ હિંદમાં દિલ્હી તખ્ત તાબે કરવાને નશિબદાર થયા નહી, તે મુગલોની સાથે પાંચ વખત લડાઇ કરવામાં અલાઉદીને ફતેહ મેળવી હતી. ત્યાર બાદ ૧૩૦૩--૫, માં એજ મુગલોની પ્રબલ ટોળી ઉત્તર ભાગમાં આવી પોહોચવાથી, ફરીથી અલાઉદીને તેઓની સાથે ભારે યુદ્ધ મચાવ્યું હતું, તેમાં કેટલાક મુગલસેનાના સરદારોને અને મુગલોને કેદ કરીને દિલ્હી તરફ મોકલી દેવામાં આવ્યા હતા, સરાસરી એક હજાર મુગલોને તે વખતે પકડયા હતા, તે વખતે મુગલો ઉપર ક્રોધ વ્યાપી જવાથી મુગલ સરદારને હાથીના પગ નીચે ચાંપીને મારી નાંખ્યા હતા. અને બાકીના પાયદલ લડવૈયા સીપાહીયોને ટટાર બંધ ઉભા રાખીને તેઓનાં માથાં ધડથી દુર કરી નાંખવામાં આવ્યાં હતાં. અહાહા ! આ કેટલું બધું ઘાતકીપણું ! ભલે કદી દુશ્મન હોય છતાં તેઓ જ્યારે કેદી તરીકે પકડાઇને શરણે રહેલા હોય તેઓની તો રાજનીતી પ્રમાણે સારવાર કરીને પોતાની સેનામાં જ્યારે રાખવામાં આવે ત્યારે તેઓ પોતા ઉપર જીંદગીના બચાવ માટે વિવેક દ્વારાએ તેઓ પોતાની યોગ્ય ફરજ બજાવ્યા વિના રહેજ નહીં, અનાયાસ કુતરાની જાત અજ્ઞ પ્રાણી કહેવાય છે તો પણ ટુકડા રોટલા માટે ઉત્તમ પ્રકારની રક્ષણ કરવાની નોકરી બજાવે છે તો માણસ જાત ઉપર ઉપકાર થયેલો તે માણસ કદી ભુલતો નથી. એ સ્વભાવિક નિયમ રહેલો છે, યદ્યપિ અલ્લાઉદ્દીનના હૃદયમાં દાવાનળ જેવો ઉત્પન્ન થએલો ક્રોધ તે મુગલ સમુદાયને નાશ કરવાને આગેવાની બનાવતો હતો: રાજ્ય લોભ ઘણોજ વિચિત્ર છે. જેવી રીતે પ્રકાશ વસ્તુ ઉપર લોભ રાખનાર પતંગિયો તે દીપકની જ્યોતમાં લોભાઇ પલાઇને મર્ણ પામે છે અને મર્ણ પામતી વખતે એજ મોહમાં થએલા મર્ણને એ પતંગિયો સુગમ

માને છે. તેવી રીતે રાજ વૈભવની ઇચ્છા રાખનારાઓ ભયંકર કાવત્રાં કરવાને ઉદ્યોગ કર્યા વિના રહેતા નથી અલાઉદ્દીન પોતેજ કાવત્રા કરવામાં કુશળ હતો; તેણે જે વખતે હિંદના મધ્ય ભાગમાં આવેલા રાજાઓને યુકિતથી ફરેબ દઇને દક્ષિણમાં પ્રવેશ કર્યો ત્યારે તેને દક્ષિણમાં પાટનગરી, દેવગીરી અને દોલતાબાદ ઉપર ઘેરો ઘાલવાની તક સારી મળી હતી. આ વખતે દીલ્લીમાં તેનો કાકો જલાલુઉદ્દીન બાદશાહ હતો તેથી જે પ્રદેશ કબજે કરતો હતો તેના માટે જલાલુ-ઉદ્દીનને સંતોષ થાય તેમાં કાંઈ નવાઇ નહોતી; યદ્યાપ અલ્લાઉદ્દીનના હૃદયમાં પ્રપંચ જાળ જાણી શકાય તેવી નહોતી, બાપ પોતાના દીકરા ઉપર વિશ્વાસ રાખે એ સ્વાભાવિક છે તેમ જલાલુઉદ્દીન પોતાના ભત્રિજા ઉપર વિશ્વાસ રાખે એ સ્વાભાવિક છે તેમ જલાલુઉદ્દીન પોતાના ભત્રિજા ઉપર વિશ્વાસ રાખે તે કાંઇ નવાઇ જેવું નહતું

જલાલુઉદ્દીન પોતેજ લડવૈયો અને શુર મરદ હતો યદ્યપિ ભોળા મનનો અને કુટુંબ વત્સલ હતો તેથી જલાલુઉદ્દીનના સરલ સ્વભાવને લુટ દ્રવ્ય ભેગુ કરેલું પોતાના કાકાને આપવાનું છે એવું કારણ બતાવીને અને પત્ર લખીને દક્ષિણમાં કરાર સહેરમાં જલાલુઉદ્દીનને બોલાવ્યો, દક્ષિણ પ્રદેશમાં અલ્લાઉદ્દીનને સતા પ્રાપ્ત કરેલી જોઈને જલાલુદીને પોતાનો સંતોક્ષ બતાવ્યો કુભાંડી અલ્લાઉદ્દીને પોતાના કાકાને અસંખ્ય લુટનું દ્રવ્ય બતાવવાને એક ઓરડામાં લેઇ ગયો, અને સઘળું બતાવી દીધું, આ વખતે જલાલુઉદ્દીન અને અલાઉદ્દીન શિવાય બીજું કોઇ હતું નહીં, કપટી અલ્લાઉદ્દીન શિવાય બીજુ કોઇ હતું નહીં, કપટી અલ્લાઉદ્દીને એક પેટી ખુલ્લી કરીને જલાલુદીન વૃદ્ધ કાકાને કહેવા લાગ્યો કે મુરબ્બી ચાચા શ્રી! આ પેટીમાં જે કીમતી માણેક અને

હીરાઓ છે તે તમે નીચા પડીને જુવો તો ખરા જો કે આપને તે સઘળી ચીજો લેવાની મરજી હોય તો તે સર્વે આપવાને આ તાબેદાર તૈયાર છે, આ પ્રમાણે અલ્લાઉદીને વચન કહ્યું અને પોતાના કાકા જલાલુદીન આગળ અદબ વાળીને ઉભો રહ્યો.

મર્મના રાખનાર દયાળુ જલાલુદીન પોતાના ભત્રિજાની બહાદુરી ઉપર સંતોશ પામતો નીચો પડીને પેલા દાભડામાં નજર કરી નીચો પડે છે એજ વખતે અલ્લાઉદ્દીન તલવારનો જખમ લગાવી માથુ ઉડાવી નાંખ્યું—પછી તેણે પોતાની આણ ફેરવી. આટલું કર્યા પછી તે નિર્ભય થએલો સુલતાન બની ગયો. જો કે જલાલુઉદીને હિંદમાં પોતાની સત્તા સરાસરી ત્રીસ વરસ સુધી સબળ રાખી હતી તેથી અલ્લાઉદીનને બીજાં કાર્ય કરવાને કે રાજ્ય સંપાદન કરવાને પ્રયત્ન કરવાની વિશેશ જરૂર પડી નહીં. પણ મેવાડ ભુમિ ઉપર વસનારા શુરવીર બાહાદુર રજપુતો તરફથી તેના હૃદયમાં કારો કાંટો ભોકાતો હતો એટલુંજ નહિ પણ એ વખતે ગુજરાતમાં પ્રબલ સત્તાએ પામેલો કરણઘેલો હતો; તેણે પોતાના પ્રધાન માધવની સ્ત્રી ઉપર મોહ પામી જુલમ ગુજાર્યો હતો, તેમાં પરીણામે કેશવ જે કે માધવનો ભાઇ હતો તે મરાયો. કરણઘેલાનો બળાત્કાર અને અવિચાર જોઇને માધવની સ્ત્રી ચીતા ખડકાને બળી મુઇ, કામગીરી ઉપર મોકલેલો પ્રધાન આગળ પહોચ્યો અને તેણે કરણઘેલા તરફથી થએલી અયોગ્ય વર્તણુંક જાણી છેવટે ક્રોધને આધીન થએલો માધવ અલ્લાઉદીનને દિલ્હીમાં મળ્યો અને ગુજરાતના કરણઘેલાને જીતી લેવાની યોજના બતાવી યુકિતયો દરસાવી દીધી કરણઘેલાના રાજ્યમાં સઘળી વ્યવસ્થા વાકેફ થએલો માધવ તે ગુજરાતના કરણને પાયમાલ કરી નાંખવાને ઉત્તમ સાધનો બતાવ્યાં તે ઉપરથી રાજ્ય લોભ શા માટે ન વધે ! શા માટે

વખતે અલાઉદ્દીનના હૃદયમાં માળવ પ્રિય ન થાય ! એટલે ગુજરાત ઉપર ચઢાઈ કરવાના કામમાં તે ગુંથાયો હતો, અને ચિતોડનો કિલ્લો હાથ કરી લેવાને તેના હૃદયમાં ભારે કાળજી થઈ રહેલી હતી મેવાડમાં રેહેનારા સ્વતંત્ર સ્વભાવના અને શુરા રજપુતોને વશ કરવા એ કઠીણ છે એમ અલ્લાઉદ્દીન સારી રીતે જાણતો હતો; તે સાથે ચીતોડમાં હાલ રાજ્યાસને રાણો લખમસી હતો પણ તેની ઉમર નાની હતી તેથી સઘળો રાજ્યનો વહીવટ તે લખમસીંહનો કાકો ભીમસીંહ કરતો હતો. તે ભીમસીંહની સ્ત્રીની અવર્ણનિય કાંતિ ઉપર અલ્લાઉદ્દીન મોહ પામ્યો હતો સઘળા મેવાડમાં મારવાડમાં અને હિંદ પ્રદેશમાં તેના સ્વરૂપનું ગુણનું અને લાવણ્યતાનું વખાણ થઇ રહ્યું હતું તેથી તે વાત જ્યારથી અલાઉદ્દીને જાણી ત્યારથી તે ચીતોડમાં રાજ્ય વહીવટ ચલાવનાર ભીમસીંહની સ્ત્રીને હરી લેવી એવો નિશ્ચય કર્યો હતો અને કેમ કરવું ! તેના માટે ગોઠવણી યોજતો હતો.

આ વખતમાં ગુજરાત પ્રદેશમાં મુસલમાન સરદારોએ નિવાસ કર્યો હતો; ઇ. સ. ૧૨૪૫ ના અરસામાં મુગલ લોકો હીમાલય તરફના ટીબેટની વાટે ઉતરીને બંગાળાના ઇશાન ભાગમાં આવ્યા હતા તેમજ તેઓ પંજાબમાં પણ ઉતરી આવ્યા હતા તેથી તે લોકો હીંદુસ્થાનમાં આવીને અલાઉદ્દીનની કારકીર્દીમા વારે વારે તોફાન ઉઠાવતા હતા પરંતુ અલ્લાઉદ્દીનની પ્રબળ શકિત આગળ તેનું કંઇજ ચાલ્યું નહી પણ છેવટે તેઓએ પોતાનો ઇરાદો તક મળે પાર પાડવાનું અલ્લાઉદ્દીનની સેનામાં મુગલ. પઠાણ યાને ઘોર વંશના અફગાન લોકો નોકર રહેલા હતા જેમાં તેની સેનામાં જુદા જુદા પ્રદેશ ઉપર મોકલવા જુદા જુદા સેન્યાધીપતીયો હતા તેમાં પણ પોતાને વિશેષ પ્રિય અને માનીતો કાફુર હતો તે કાફુર સાથે ઘણું સૈન્ય આપીને દક્ષીણ પ્રદેશ વશ

કરવાને મોકલ્યો હતો તેણે માળવા, ખાનદેશ, અને માહારાષ્ટ્રમાં જય-નો વાંવટો ચઢાવીને અને ત્યાંના રાજા રામદેવને તાબે કરીને છેક દક્ષિણમાં શ્વેતબંધુ રામેશ્વર આગળ મસજીદ બંધાવી હતી.

કાફુરે આટલુ કામ કરવામાં જેટલો વખત કાઢયો તેટલા વખતમાં અલ્લાઉદ્દીન મેવાડના રજપુતોને તાબે કરવાને માટે યુકતીમાં રોકાયો હતો જયારે દક્ષીણ પ્રદેશ તાબે થયો તથા જયારે તે ગુર્જર પ્રદેશના માધવની મદદથી જીતવાનો પ્રસંગ આવ્યો, તથા કેટલોક ઉતરનો ભાગ હસ્તગત કર્યો હતો તેથી આ સૈકામાં અલાઉદીન હીંદમાં પ્રબળ સતાએ પહોંચેલો હતો; તેની કારકીરદીમાં લશ્કરની અંદર પુષ્કળ ભરતી હતી એટલુંજ નહી પણ લડાઇમાં તલવારથી બહાદુરી બતાવનારા જમેમર્દ શુરા મુસલમાન સીપાહીઓ પઠાણ, મુગલ અને અફગાન લોકો એકકો ગણાતા હતા; લડાઇમાં વૃક્ષની માફક અચળ રેહેનારા હતા વળી જયાં ત્યા લુટફાટ કરીને ધન ભેગું કરવામાં લાલચુ હતા તેથી તે વખતથી હીંદમાં વસનારી હીંદુપ્રજા યાને ગુર્જર પ્રજા અજંપના સપાટામાં ચીંતાએ કરીને નીંદ્રા લઇ શકતી નહોતી તેઓનું રોકડ દ્રવ્ય કોઇ કોઇ વૃક્ષના મુળમાં દટાયલું હતું તે વખતે તેઓનો છુપો પૈસો જમીનમાં રહેલો હતો ને વખતે તેઓ ઘણાજ બીહીતા રેહતા હતા તેઓના અંતઃકરણમાં બીલકુલ નીરાંત નહોતી કુશીકારોનું વાવેતર કરેલું ધાન લશ્કરી ઘોડાઓથી ભેળાઇ જતું હતુ મુતિપુજક હીંદુ ઉપર ઈસ્લામી ધર્મને માનનારા મુસલમાનો તિરસ્કારની નજરે જોતા હતા તેનુ કારણ એજ હતું કે જડ પદાર્થનુ પુજન કરનારાઓનું પાપ ભરેલું દુરાચરણ છે એમ મુસલમાનો માનતા હતા; તેથી હીંદુ વર્ગ કેવળ અજ્ઞાની અને ધર્મના મુળતત્વથી વિરૂદ્ધ ચાલનારા પાપી યાને કાફર છે. એમ તેમણે એકજ પરમેશ્વર છે એવી ભાવનાઓની

મર્યાદાથી માની લીધેલું હતું તેવા આવા કારણથી હીંદુ વર્ગની સાથે ધર્મના ફેરફારથી સ્વભાવીક દ્વેષ રાખતા હતા અને તેવા કારણથી તેઓનો અંત જેમ જલદી આવે તેવા માણસોને ધર્મ જે પોતાનો છે તેમાં આવે એટલા માટે પણ જુલ્મ ગુજરાતો હતો તેથી હિંદમાં હિંદી પ્રજા ઘણી હેરાન સ્થિતિ વેઠતી હતી અને સમય બળ જોઇને તેઓ ગરીબ હાલતમાં પોતાનો વખત ગાળતા હતા.

અલ્લાઉદીનની રાજકારકીર્દી આ પ્રમાણે હતી જેમાં ચીતોડગઢના ભીમસીંહ રાણાની સ્ત્રીને હરી જવાના હેતુથી ચીતોડ ઉપર લશ્કર લઇ જવાની ગોઠવણ કરી અને તે ભપકાદાર ચતુરંગ સેનામાં પોતે તૈયાર થઇને કુચ કરવા માંડ્યુ.

દર મજલ દર કુચ કરતાં કેટલેક દીવસે ચીતોડગઢના નજીક જઇને ઘેરો ઘલ્યો.

---

## પ્રકરણ ૩ જું

---

## ચિતોડગઢ ઉપર તરૂણ યુવતિની હરીફાઇ

આજનો કાંઇ રંગ ઢંગ ન્યારોજ જોવામાં આવ્યો આકાશમાં સુર્યનારાયણ જે વખતે બે હાથ ઉંચા આવ્યા હતા તે વખતે રાણો ભીમસીંહ દાતણ કરીને શૃંગારેલા અવાસમાં એક અગાશી ઉપર બેઠો નિચાણમાં આવેલા જંગલોની રચના જોયા કરતો હતો તેને ઘણા તંબુ અને રાવઠીયો ઉભી કરેલી ઘણે દુરથી તેના જોવામાં આવી જેવી રીતે વર્ષાઋતુમાં પશ્ચિમ યા પુર્વ બાજુએ જળથી ભરેલો વાદળાંનો પર્વત ફેલાતે ફેલાતો મસ્તક ઉપર આવતો તેવી રીતે ઘણી સૈન્યાનો જગો આંમદાની વસ્ત્ર ધારણ કરનારા બાદશાહી લશ્કરનો દેખાવ

જોવામાં આવ્યોઆ દેખાવ સુમારે ત્રણ કોસ દુરથી જોવામાં આવ્યો હતો તેથી ભીમસીંહ વધારે ચિંતાતુર થયેલો તુરત રાજ્યમંદીરમાં બાહેર નીકળીને;કચેરીના મધ્યભાગમાં આવીને ઉભો રહ્યો.

રાણા ભીમસીંહજીના આવતા પહેલા ચિતોડ રાજ્યનું રક્ષણ કરવાવાળા સેનાપતિ જાલમસિંહજી તથા યોદ્ધસિંહજી અને એક દીવાન એજ કચેરીમાં બેઠા હતા આ વખતે ભીમસીંહજીને વહેલા આવતા જોઇને તેઓ ઉભા થઇને તાજીમ કરવા લાગ્યા ભીમ-સીંહ આ વખતે શાન્ત થઇને રાજ્યાસન પર બેઠો અને જે દેખાવ પોતે દીઠો છે તે બાબતની વાત કાઢવાની તૈયારી કરે છે એટલામાં એક જાસુસે કાગળનો બીડેલો લખોટો લઇને ભીમસીંહજીના હાથમાં આપ્યો ભીમસીંહજીએ તે લખોટો તોડીને તેમાંથી પત્ર કાઢીને વાંચી જોયો વાંચતાંજ ભીમસીંહજીના શરીર ઉપરના તમામ વાળ ઉભા થયા એજ વખતે નેત્રનો રંગ ફરી ગયા અને તેણે જે રચના અગાશી ઉપર ઉભા રહી જોઇ હતી તે રચનાને માટે પોતાને પકકી રીતની પ્રતીત થઇ ગઇ જેથી તેની છાતી ધડકવા લાગી. આ વખતે તે પત્ર હાથમાં લઇને પોતાના સેનાપતી જાલમસીંહને કહેવા લગ્યો કે જુઓ આ પત્ર તેમાં પેલા દુષ્ટ વર્તનના માણસે જે લખ્યુ છે તે વાંચો ? એટલુ કહીને તે પત્ર જાલમસીંહને આપ્યો.

જાલમસીંહે અને દીવાને તે પત્ર વાંચ્યો વાંચતાંજ જાલમસીંહ બોલી ઉઠયો કે અન્નદાતા ! આ શરીરમાં ચિતોડ પ્રદેશના યોદ્ધાઓમાં જયાં સુધી પ્રાણ છે અને હાથમાં તિક્ષણ સમશેર છે ત્યાં સુધી તેવા અધર્મ વર્તણુક ચાલનારાઓનું કદીપણ ચાલવા દેનાર નથી ગમે તેમ થાઓ પણ ક્ષત્રીય બચ્ચાઓ પોતાનુ નુર ગુમાવનાર નથી અત્યાર સુધી યવનોને આ રાજયની કન્યા મળીજ નથી તેમ આખર સુધી મળનાર પણ નથી ભલે કદી ગમે તેમ થાઓ પણ આપણ બીરદ એક

ભોળાનાથ રાખશે અને યશ અપયશ પ્રાપ્ત થવો એતો ઇશ્વરને હાથ છે. પણ જયાં સુધી દેહમાં પ્રાણ હોય ત્યાં સુધી ધર્મને કદી પણ કલંક લગાડવામાં આવે નહી, માટે તેમની સાથે યુદ્ધ કરીને તેમને આપણા હાથ બતાવવા જોઇએ, સેનાપતિ જાલમસીંહના બોલેલા બોલને દીવાનજીએ ટેકો આપ્યો અને કહ્યું કે આ પેગામ પત્ર લાવનાર સ્વારને આજનો દીવસ રાખીને આ પત્રનો જવાબ આવતી કાલે લખી મોકલવો યોગ્ય છે, અને તે સ્વારની યોગ્ય શરભરા રહે તેવી વ્યવસ્થા કરવામાં આવશે.

રાણો બીમસીંહ વીચારમાં ને વીચારમાં સમગ્ર થએલો પેલો લખોટો લઇને જનાનખાનામાં ગયો અને યોગ્ય વખત થવાથી સેનાપતિ અને દિવાન એ બન્યો ઉંડા મસલતમાં પડેલા પોતાના ઘર તરફ ચાલ્યા ગયા બીમસીંહ પોતાની રાણી પાસે જઈ પહોંચ્યો ત્યારે આ વખતે રાણી પાસે મધુકાન્તા હતી કે જેસલમેરના કીલ્લા ઉપર હલ્લો થયો હતો તે પ્રસંગમાં બહાદુરી કરનાર બીમસીંહની રાણીની બેહેન બેઠી હતી તેવે પ્રસંગે રાણો ત્યાં આવી પહોંચ્યો એટલે તેમને જોઇને રાણી પોતાના આસન ઉપરથી ઉભી થઇને પ્રેમપુર્વક ઓવારણા લીધાં એ વખતે બીમસીંહ રાણીજીના સામે બેઠો અને વિકળવૃતિથી ગુંચાયલો રાણો જરાકવાર બોલ્યા વિના ચુપ રહેલો પોતાના ગુંજામાંથી પરબીડીયું કાઢવાને શરૂઆત કરે છે એટલામાં ચતુર રાણીએ પ્રશ્ન કર્યો કે આજે આપ ઘણા વિચારમાં ગુંથાઇ ગયા હો એમ દેખાય છે. મારા પ્રત્યે પ્રેમની લાગણી બતાવનારા આપના બન્ને નેત્રોમાં આજે કાંઇ જુદોજ રંગ દેખાય છે સ્વામીન ! આપ શા વિચારમાં ગુંથાયા છો ! આટલું કહેછે એટલામાં તો બીમસીંહ રાણીને પેલા પરબીડીયામાંથી પત્ર કાઢી કહેવા લાગ્યો કે આ ચિતોડના મહેલને તમારે ત્યાગ કરવાનો સમય

આવી પહોંચ્યો છે. તમારૂં રક્ષણ કરનાર અગ્નિદેવ તેના શરણમાં હવે તમારે જવાની જરૂર છે, અને અમારે તો રણસંગ્રામમાં ઘુમવાનોજ વખત આવ્યો છે.

જુવો આ પત્ર, પેલો અલાઉદ્દીન શું લખે છે લાવોને હુંજ તમને વાંચી બતાવું છું સાભળો ?

મેવાડ પ્રદેશના રાણાજી શ્રી ભીમસીંહજી વિશેશ હું અલાઉદ્દીન શાહ ખેરીયત છું તમારી ખેરીયત પરવરદિગાર રાખે બીજું હું તમને લખી જણાવીને સંતોષ પામવા માગુ છુ કે આખી મેવાડ અને મારવાડમાં યાને હીંદુસ્થાનના ઘણા ભાગમાં તમારી રાણીના ઉમદા ચેહેરાના વખાણ થય કરે છે તે સાંભળીને હું ઘણો ખુશ થયો છું પરમેશ્વરે તમને જીંદગીમાં સુખ આપવાને ઉત્તમ ગુણવાળાં અને દેખાવમાં બે નમુન સ્ત્રી બક્ષેલી છે તેથી તમે વધારે ભાગ્યશાળી છો પણ જે કીરતી તમારી લાયક અને સદગુણી રાણીજીની સઘળી જગોએ પ્રસરાયેલી છે તે ખરી છે કે કેમ તે જોવાને માટે હું અતરે આવેલો છું માહારે તમારા ચિતોડગઢની આજુબાજુ નકામો વખત રોકીને રોકાઇ જવાનું કાંઇજ કારણ નથી માત્ર જે કારણ છે તે એજ કે તે મુબારક રાણી સાહેબના દેદાર જોવાને હું ભાગ્યશાળી થવા ઇચ્છુંછુ પણ તેમનો મલાજો તોડાવીને હું જોવા ઇચ્છા રાખતો નથી કેમકે ઓરત જાતને મુલાહજામાં રાખવાની રીત અમારામાં અને તમારામાં એકજ છે તે તેથી તે વિરૂદ્ધ કામ કરવાને અને તમારૂ મન દુખાવવાને મારો કાંઇ પણ ઇરાદો નથી હુ તમને મારા મિત્ર તરીકે ગણુ છું મટે જો કે તમને ઠીક લાગતુ હોય તો તે રાણી સાહેબને અને મારા વચ્ચે મોટો કાચ રાખશો તો તેથી મુલાહજો તુટશે નહી, અને તેમનો મુબારક દિદાર જોવાને હુ લાયક ગણાઇશ માટે આ બાબતનો ખુલાસો અમને

એવો આપોકે તે મુંઝવણ કરવાને વિલંબ થાય નહિ કેમકે માહારે અ-હીથી ઉપડીને બીજી જગોએ જવાની ઇચ્છા થઇ છે.

હું તમારૂં ભલું ચાહાનાર

**અલ્લાઉદ્દીન શાહ.**

આ પ્રમાણે ભીમસીંહે પત્ર વાંચી બતાવ્યો ભીમસીંહની રાણી ચંપાબાઇ આ પત્રના મજકુર ઉપર ઘણા વિચારમાં ગુંથાઇ ગઇ, પછી તેની જોડે તેની સગી બેહેન મધુકાન્તા હતી તેણીયે ભીમસીંહજીને કહ્યું કે મહારાજા સાહેબ! મારી અકલ જો કે ધ્યાનમાં આવે તો હું બે બોલ કહેવા ધારૂં છું.

ભીમસીંહે કહ્યું કે મગજે અક્કલની રચના ન્યારી છે. માટે તમે ખુશીથી કહો હું સાંભળવા તૈયાર છું.

જેસલમેર ઉપર આ અલ્લાઉદ્દીને ભારે સૈન્યા સાથે ચઢાઇ કરી હતી; તેનો પરીણામ છેવટે હજારો સ્ત્રીઓને ચિતામાં બળવાનો આવ્યો અને મોતીની માળા તુટી જવાથી જેવી રીતે રાજવટનું રક્ષણ કરનારા શુરા યોધાઓએ એજ સંગ્રામમાં પુથ્વીદેવીને પોતાનો દેહ આપ્યો છે જેમાં હું અને તમારા સાઢુ શીવાય કોઇ બચવા પામ્યું નથી હે રાજન! કહેવતમાં કહ્યું છે કે જીવતા નર ભદ્રા પામશે, તેવી રીતે સમયકાળ બળ ઉપર દ્રષ્ટિ કરીને ચાલવાથીજ અર્થ સધાય છે.

ચોમાસામાં બળતી ચીતા ઉપર અનેક ઉડતાં પ્રાણી અગ્નીનું તેજ જોઇને તેમાં હોમાઇ જાય છે; અને તેમ થવાથી તે પ્રાણી પોતા-નો કોઇ પ્રકારને અર્થ સાધી શકતા નથી તે પ્રમાણે શુરવીર રજપુતો તે વખતમાં નમી ગયા હોત તો અલ્લાઉદ્દીન બાદશાહના ભારે લશ્કરના ભોગ થઇ પડતે નહી અને ઉલટમાં કાંઇ કરાર થાત યાને નોકરી બજાવવાની કદાચ માથે પડત અને તેમ છતાં જીંદગી બચત! વળી

પ્રાણુંપ્યારી સદ્‌ગુણી સ્ત્રીઓનો બચાવ થાત પણુ છેક સાહસ કરવાથી સારૂં ફળ નીવડયુ નહી, સમુદ્રમાં નાનું માછલું મોટા મચ્છની સાથે વેર કરીને કદી પણુ જય મેળવતું નથી, પણુ એજ નાનું માછલું બુદ્ધિ બળથી મોટા મચ્છને વશ કરે છે, બુદ્ધિ બળથી શીયાળ જેવા અસમર્થ પ્રાણીએ સીંહને કુવામાં નાખી દીધો હતો દેડકા જેવા ગરીબ પ્રાણીયે બુદ્ધિથી હાથીને મોટા ખાડામાં ઉતાર્યો હતો કે મરણુ પામતા કાળ તે હાથી બહાર નીકળી શકયો નહી માટે શતરૂને જીતવાને ખાસ બુદ્ધિની જરૂર છે જયારે શતરૂની સૈન્યા અસંખ્ય અને સબળ હોય ત્યારે નિર્બળ રાજાએ બુદ્ધિનો ઉપયોગ કરવો? બુધિનો ઉપયોગ કામમાં ન આવે તો સામા, દામ, ભેદ, અને દંડના પ્રયોગ ન સધાય તો છેવટે ધર્મને બદલે તથા સ્ત્રીયોના રક્ષણુના માટે અમર નામ રાખવાને તલવારથી લઢવું એ યોગ્ય લાગે છે આ પ્રમાણે કહીને મધુકાન્તાએ ધીરો શ્વાસ મુકયો.

એટલે શાબાશ ! શાબાશ ! એવા શબ્દ બોલતા ભીમસીંહજીએ ફરીથી કહ્યું કે તમારો વિચાર ઘણોજ ગંભીર અને ઉમદો છે વારૂ ત્યારે હવે આ બાબત તમે શું કહેવા ધારો છો. !

હું શું કહુ ! હજારો માણુસોના દેહનો નાશ ન કરવો અને રાજયનું રક્ષણુ કરવું એ રસ્તો સૌથી ઉત્તમ છે હાલ તેનો પત્ર મને ભેદ ભરેલો લાગે, તેઓ કપટ બાજી રચવાને ચુકતા નથી, અને હાથમાં આવેલાને તેઓ છોડતા નથી, માટે આ પત્ર ઉપર છેક વિશ્વાસ રાખવો એ પણુ યોગ્ય નથી, સહેલી રીત તો એજ છે કે તે સુલતાન અલાઉદ્દીન પોતાના પાંચ માણુસો સાથે આપણા દરબારમાં આવે અને તેમાં પણુ માત્ર અલ્લાઉદ્દીનને બોલાવીને આ માહારી બેહેન આગળ મોટો કાચ ધરીને ચેહેરો બતાવવો. એટલું થયા પછી તેને

પાન સોપરી ઇત્યાદીક રાજ રીવાજ પ્રમાણે જે કંઇ નાણું આપીને ખુશી કરવાનો રીવાજ છે તેટલુ આપીને તેને માન પાનથી વિદાય કરવો એ હાલ તુરતને માટે ઉત્તમ છે રાણીજીની વચ્ચે કાચ રાખીને ભીમસીંહજીએ પોતાની રાણીનું અવર્ણનીય સ્વરૂપ બતાવ્યું એવી વાત સેનાપતી અને દીવાન સાહેબ વિના બીજું કોઇ જાણી શકે નહી તેવી વ્યવસ્થા કરવી કારણ કે કાચ આડો રાખીને પણ કાન્તીનો ભાસ બતાવ્યો એ પણ સ્હેજ લોક વીવાદ અને હાલમાં માનીતા રીવાજથી ઉલટું છે માટે તે વીશે કોઇના મનમાં તર્ક આવવાનો લેશ પણ આવેશ ન થવા દેવો એ યોગ્ય છે, તેટલા માટે ગામમાં એવી વાત ઉડાવવી કે સુલતાન અલઉદીન સાહેબને પાન સોપારી માટે દરબારગઢમાં બોલાવ્યા છે. આ પ્રમાણે જયારે વાત ચર્ચાશે ત્યારે કાંઇ પણ હરકત નથી અને તેટલુ થયા બાદ શી હરકત બને છે તે જોવાને માટે ઉત્તમ તક મળશે.

મધુકાન્તાનો દીલાસો ભીમસીંહને લાગ્યો; અને ત્યાંથી સંતોષ પામતો ઉભો થઇને હેઠળ આવ્યો તુરત સેનાપતિ અને દીવાનને બોલાવ્યા, પછી આવેલા કાગળનો જવાબ લખ્યો જેમાં જણાવ્યું કે આપ પોતે પાંચ માણસ સાથે અત્રે પધારો અને પછી આપની ઇચ્છા પ્રમાણે કાચ આડો રાખી રાણીજીના દેદાર બતાવવામા આવશે આ આ પ્રમાણે લખીને આવેલા સ્વારને લખોટો આપ્યો.

સ્વારના ગયા પછી તે કીલ્લા ઉપર હજારો રજપુત યોધ્ધાઓને ચારે બાજુ કીલ્લાના રક્ષણ માટે બેસાળી દેવામાં આવ્યા હતા. કારણકે કદાચ અલાઉદીન સાથે લશ્કરી માણસોનો વધારે પેસારો થાય કિંવા કાંઇ દગો ફટકો થાય તો તે વેળા સાવધાની ઉપર રહેવું સારૂ છે; એવા હેતુથી ગોઠવણ કરવામાં આવી હતી.

અલાઉદ્દીનને પોતાના લશ્કરી કાંપમાં પત્ર પહોંચ્યો તેમાં લખેલો મજકુર વાંચીને પોતે આનંદ પામ્યો. અલ્લાઉદ્દીન પોતે જાણતો હતો કે રજપુતો એક વચની; અને વિશ્વાસુ તથા ભોળા છે એમ અનેક પ્રકારના તેઓના કાર્ય ઉપરનો અનુભવ પામેલો અલ્લાઉદ્દીન પાંચ ઘોડેસ્વાર સાથે ચીતોડના કીલ્લા ઉપર ચઢવા લાગ્યો. આ વખતે ભીમસીંહજી રાણો તેમને સામે લેવાને આવ્યો હતો દરબારગઢમાં ઉત્તમ પ્રકારની બેઠક રચી હતી; ત્યાં ઘણા સત્કાર સાથે ભીમસીંહે અલ્લાઉદ્દીનને ચીતોડના તખ્તની ડાબી બાજુએ બેસાર્યો; આ વખતે ચંપાબાઇ રાણીના વચમાં કાચ ગોઠવીજ રાખ્યો હતો તેથી અલ્લાઉદ્દીનને તે જગોએ લઇ જઇ બતાવવામાં આવ્યુ તે જોઇ રહ્યા પછી અલાઉદ્દીનને રાણો ભીમસીંહજી પાછા આવીને કચેરીમાં બેઠા તેમની પાન સોપારી ઇત્યાદી રાજ્ય વહિવટ પ્રમાણે સરભરા કરવામાં આવી એટલું થઇ રહ્યા પછી અલાઉદ્દીન પોતાના લશ્કરમાં જવાને ઉભો થયો રાણો પણ તેમની જોડે યોગ્ય સ્થાન સુધી મુકવાને સાથે આવ્યા

પોતાની છાવણીમાં અલાઉદ્દીન જઇ પહોંચ્યો અને પોતાના ભવ્ય કીનખાબી તંબુમાં ગોઠવેલા પલંગ ઉપર આળોટવા લાગ્યો તેણે જે કાન્તી નીહાળી હતી એ કાન્તી હ્રદયમાંથી ખસી નહોતી; તેના મનમાં મોહ વાસના તુરતજ થઇ અને ગમે તે પ્રકારે પણ તે અપ્સરાને પોતાની કરવાને માટે ગોઠવણ કરવાને લાગ્યો. અને તે ગોઠવણમાં તેને ઘણીજ અચરી અને કઠણ શંકાઓ નડવા લાગી; આ હાલ વખત પરવાનગીથી પહેરેગીરો ઘણા સાવધ રહેલા આમ તેમ આંટા માર્યા કરતા હતા આ વખતે કેવળ એકાન્ત તંબુમાં અલાઉદ્દીન બડબડી ઉઠયો યા અલ્લાહ! શું કરૂં! જો કે તેઓની સાથે યુદ્ધ કરીને ચિતોડમાં પ્રસારો કરીશું તો રજપુતાણીઓ ચીતા ખડકીને

પ્રથમથીજ મર્ણ પામે છે: જ્યારે એમ થાય ત્યારે એ આસમાનની પરીને હું શી રીતે મળુ લડાઇ કર્યા વિના અને રાજના મહેલમાં ધુસ્યા સિવાય તે ચંદ્રમાના જેવા મુખવાળી મળે જ નહી. ત્યારે હવે કઇ યુકતી ઉઠાવીએ કે તે મારા પ્રત્યે પુર્ણ પ્રેમથી જુવે જો રાજમહેલ ઉપર એકદમ છાપો મારીએ તો તે એવા કાળજી વિનાના નથી કે તેની તક મળી શકે, ફક્ત પાંચ ઘોડેસ્વાર સાથે જવાને જ્યારે મને તે રાણીએ પોતાની ખુશી બતાવી ત્યારે તેટલા કારણથી તથા આ લશ્કરની છાવણીથી આગળ ચેતી ઉપર આવેલા રજપુતો તે કીલ્લાની ચારે બાજુ મોરચા બાંધીને ગોઠવાઇ ગએલા હતા ત્યારે તેવો વખત પણ મળવો ઘણો મુશ્કેલ છે આ પ્રમાણે વિચારના વખતમાં ચકરીએ ચઢેલો અલાઉદ્દીન કેટલીક વાર થયા પછી એકજ નિશ્ચય ઉપર આવી ગયો અને હાથમાં કાગળ લઇને તેણે રાણાજી ઉપર પત્ર લખ્યો; પછી જાસુસને બોલાવી તુરત તે તરફ પહોંચાડી દેવાને સખત આજ્ઞા આપી.

તાબડતોબ ઘોડો દોડાવતો ચીતોડગઢ ભણી સ્વાર ચાલ્યો ગયો આ તરફ ચીતોડગઢના ખાનગી દીવાનખાનામાં રાણો ભીમસીંહ દીવાન અને બે સેનાપતી મળીને કાંઇ ગુંચની વાતમાં એકાન્ત સ્થળે બેઠા હતા જેમાં અલાઉદ્દીનના મનના હેતુનો પાર જાણું લેવાનો વિષય ચાલતો હતો; તે સાથે જેસલમેરની જીત મેળવ્યામાં તેની સબળતા કેટલે દરજ્જે છે અને હવે વિપત્તિ આવી પડે તો કેવો ઇલાજ લેવો ઘટે છે એ સંબંધી વાત ચાલી રહેલી; હજુ વીચારનો નીર્ણય થયો નથી એટલામાંતો એક જાસુસ બીડેલા કાગળનો લખોટો લઇને રજુ થયો અને તેણે રાણાજીના હાથમા આપ્યો સઘળો પત્ર વાંચ્યો; વાંચતાજ રાણાજીનું હૃદય કંપવા લાગ્યું દીવાન

અને સેનાપતીને તે પત્ર બતાવ્યો; જેમાં તે પત્રમાં લખેલો તમામ મયકુર જાણી લીધો,

રાણાજીએ કહ્યું કે શું સીસોદીયા કુળમાં કદીપણ આમ બન્યું છે.

નહિ અન્નદાતા! કદી નહિ ભલે કદી વીર રજપુતના રૂધીરથી ભુગીદેવી તૃપ્ત થાય, ભલે કદી કુટુંબ પરીવાર આદીકનો નાશ, થાય પણ આપણા ક્ષત્રિઓનું બિરદ અને આપણો ખરો રાજવટ ટેક નાશ નજ થાય; અને તે ધર્મનું અને ટેકનું રક્ષણ કરવાને ભલે કદી આ દેહ યુધ્ધક્ષેત્રમાં યુધ્ધ કરતા પડે તો તેથી ધન્યવાદ કહેવામાં આવે તેના માટે કહ્યું છે કે –

છપય.

ન કહ્યુ છત્રિકો ધર્મ, વ્યાધિયુત શૈયા પરનો
કહ્યુ છત્રિકો ધર્મ, આત્મહત્યા કરી મરજો
કહ્યુ છત્રિકો ધર્મ યુદ્ધ તજ દુર બિચારજો
ન કહ્યુ છત્રિકો ધર્મ શસ્ત્ર ઘાવનતેં ડરનો
વધુ વિપ્ર ધેનુંકી બિપદ લાખે, હોત નયન જાકે
હરિસિદ્ધ યુદ્ધમેં વરત નર ધન્ય ધન્ય કહિયે મહ

દુઃખદાયક મંદવાડને વશ થઇને આ પથારીમાં પડી રહેવાનો તથા આત્મહત્યા કરીને મર્ણ પામવાનો; તથા યુધ્ધભુમી ઉપર યુધ્ધ કરવાને તથા કાહાયર થઇને નાશી જવાનો તથા શસ્ત્ર ઇત્યાદી ઘાવથી ડરવાનો ધર્મ નથી; વળી સ્ત્રી તથા ગાય અને બ્રાહ્મણ ઉપર પડેલ આફત જોઇને ક્ષત્રી વીર પુરૂષના નેત્ર તેઓને બચાવવાને માટે રાતા થયા વિના રહેતાજ નથી. આનંદ આપનાર કવિ કહે છે કે યુધ્ધમાંજ તેનું મર્ણ થાય છે તેના ક્ષત્રીવીરને ધન્યવાદ આપવામાં આવે છે; માટે હે રાજન! આપનું અન્ન ખાનાર તે સૈન્યામાં

પ્રવેશ કરીને તેઓને સમશેરો બતાવવાને ઉલટ રાખે છે આપનું અન્ન દરેક ક્ષત્રી વીરના પેટમાં એવું પ્રસરાયેલું છે કે તેથી યુધ્ધ જગમાં ઉમંગ બતાવવાની વૃત્તિની ઉત્પતીજ થાય છે. માટે હવે તેઓ સાથે યુદ્ધ કર્યા વિના બીજો એક પણ ઉપાય જણાતો નથી. રાણાએ સેનાપતિના હૃદયનો ઉમંગ જોઇ લીધો અને સંતોષ પામ્યો; તે સાથે પોતાના બહાદુર યોદ્ધાઓ બાદશાહના ઘણા દરમાં ખપી ગયા સિવાય રહેવાના નથી તેવી તેને ખાત્રી થઇ વળી; અલ્લાઉદ્દીન લશ્કરી લોકો પાસે લુટફાટ ચલાવીને નાણા મેળવવામાં લોભી છે એ પ્યારી સ્વર્ગ સુંદરી કેવી લાવણ્યવતિને અગ્નિને સળગાવી દેવાને હૃદયમાં વજ્ર સમાન કાંટો ભોંકાવા લાગ્યો: રાણાએ પોતાના સેનાપતિને સર્વ વાતે સાવધ રહેવાને દીલાસો આપ્યો. પછી ત્યાંથી ઉઠીને અને પેલો પત્ર લઇને રાણીવાસમાં પેઠો,

આ વખતે ચંપા રાણી પાસે તેની બ્હેન મધુકાન્તા બેઠી હતી અને તે પ્રસંગે એજ વાત નીકળી હતી. અલ્લાઉદ્દીન આડો કાચ મુકાવીને મુખ જોઇ ગયો તેના મુળ હેતુ માટે અને તેથી કેવો પરિણામ થશે તે સંબંધીની વાટાઘાટ ચાલી રહેલી હતી; એટલામાં રાણાજી ભીમસિંહજી આવી પોહોચ્યા, આ વખતે ચીતોડની રાજ્યગાદી ઉપર બેઠેલો બાળ વયવાળો પોતાનો ભત્રીજો રાણો લખમસી સુવર્ણના હીંડોળે હીંચતો હતો. તેની ઉમર સુમારે દશ વરસની હતી ભીમસિંહજીને જોઇને તે ઉભો થયો અને તાજીમ કરી જો કે ચીતોડની ગાદીએ બેઠેલો એજ લખમસી છે પણ સભાશ્રેષ્ટ ગણાય છે શૈન્યબળ હોય અને બુદ્ધિ બળ ન હોય તો તે સેન્યા ઘણી સંખ્યાવાળી સબળ હોય તો પણ તે સેન્યાને થોડી સેન્યાવાળો અને તે સાથે બુદ્ધિબળવાળો

પાયમાલ કરી નાંખે છે. માટે મારી અક્કલ પ્રમાણે કાપટપ યુક્તિ રચાય તો તેમાંથી કંઇક તક સારો મળી આવશે.

આ વખતે ભીમસિંહના હૃદયમાં ચિંતાની જ્વાળા સળગેલી ચતુર મધુકાન્તાએ અને ચંપાએ પીછાની લીધી પણ મેવાડની સીંહણ-યોના હૃદયમાં તેના માટે કંઇજ કાળજી નહોતી. કારણ કે તે શુર ક્ષત્રાણીયોનું હૃદય દર પેઢીથી ચાલેલા શુરત્વની શીમાન રીવાજથી ઘડાઈ રહેલું હતું.

આ વખતે ભીમસિંહે સઘળા સમાચાર કહી દીધા; ત્યાર પછી અલ્લાઉદ્દીન તરફથી આવેલો પત્ર વાંચી સંભળાવવા લાગ્યો, તેમાં મચકુર એ હતો કે તમે તમારી રાણીને મને સ્વાધીન નહી કરો તો તમારૂં ચિતોડ છીનવી લેવામાં આવશે. સ્વાધીન કરશો તો તમને એ સિવાય બીજા પ્રાંત કાઢીઆપવામાં આવશે; માટે તમારો શો ઇરાદો છે તે વીશે સ્પષ્ટ ખુલાસો આપો,

આટલું વાંચીને રાણીજીએ પોતાનો વિચાર કેસરીયાં કરી યુદ્ધ કરવાનો અને રાણી વાસમાં સ્ત્રીયો માત્રને અગ્નીમાં બાળી નાંખવાનો જણાવ્યો;

રાણીએ ઉત્તર આપ્યો કે એમાં કાંઇજ આશ્ચર્ય નથી તમારા પેહેલાં અમારે સ્વર્ગમાં સીધાવું એ અમારો ધર્મ છે કેમકે પછીથી પણ અમને મળવા આવવાના નિશ્ચય ઉપર છે; વળી તમે યુદ્ધ ભુમિ ઉપર ઉભા રહીને વિરત્વમાં મસ્ત થએલા તલવારનો કેવો ઘાવ કરો છો તે જોવાને માટે અમે સ્વર્ગમાં અદ્ધર રહેલી સ્ત્રીયો ભાગ્યશાળી થઇશું. માટે મોહ વૃત્તિવાળાં અને લંપટ ચિતવાળા શત્રુના સરણે નહી જતાં તેઓએ યુદ્ધ આપવું, એ આપણો ક્ષત્રીયોનો ધર્મ છે; માટે તમે અમારા માટે લેશ પણ ચિન્તા રાખતામાં આટલું કહીને

રાણીએ રાણા ભીમસિંહને સંતોષકારક ચિન્હ બતાવ્યું અને સ્થિર નેત્રથી ભીમસિંહની સામે દ્રષ્ટી કરવા લાગી.

એટલામાં મધુકાન્તાએ જણાવ્યું કે માહારાજાને જ્યાં સુધી યુક્તિથી કામ કરવાને રસ્તો જડે ત્યાં સુધી અમુલ્ય દેહનો વીના કારણ નાશ કરવો એ યોગ્ય નથી. જ્યારે એ લોકો કપટ કરતા આવ્યા છે ત્યારે આપણે પણ તેવાજ ઇલાજ કરવા ઘટે છે; જેવી રીતે લોખંડને લોખંડજ કાપે છે તેવી રીતે દગલબાજીઓને દગો સાશન કરે છે; સ્વાર્થી અને પ્રપંચીયોના પ્રપંચબળ આગળ નિખાલસ વૃત્તિવાળા કદી પણ જય મેળવતા નથી. ભલે કદી કેસરીયાં કરીને પતંગની માફક ઝંપલાઇ જાઓ અને ભલે કદી અમે આપના પેહેલાં કાષ્ટ ચિતામાં બળીને સ્વર્ગમાં જઇ પોહોચિયે તો તેથી આપણી આર્ય પ્રજાને માટે આપણે નુકસાન કરતા બનીયે છીએ. કેમકે આપણે હયાત હઇશું તો ફરીથી પણ સબળ સાધનો ભેગા કરવાને સમર્થ થઇશું. અને રક્ષણ કરી શકીશું. જ્યારે મુળનો ઉધાઇ લાગીને તેનો નાશ થાય ત્યારે ફળ ફુલ કે પત્ર ક્યાંથી તૈયાર થશે અને તેનાં ઉત્તમ ફળનો ભોક્તા કોણ નિવડશે, માટે અત્યારે કોઇ બીજી યુક્તિ એવી વાપરો કે આપણા વીરપુરૂષોનો થોડો ઘણો બચાવ પણ થાય.

મધુકાન્તાના વચન સાંભળીને ભીમસીંહે શાબાશી આપી અને કહ્યું કે ધન્ય છે તમારા ઉમદા વિચારને કે મને તમારા દરેક વિચાર હૃદયને શાન્ત કરે છે—હવે હું એટલું પુછું છું કે એવો કેવો ઉપાય શોધવો કે અત્યારે ભારે સેના સાથે આવેલો અલ્લાઉદ્દીન પાછો જાય ! અગર પાછો ન જાય. અને યુદ્ધ કરે તો તેમાં શી રીતે જય મેળવી શકાય ! કેમકે તેના લશ્કરની સખ્યાના પ્રમાણમાં આપણા માણસો દશમે હીસ્સે પણ પોચી શકતા નથી તો પછી વિજયની આશા શાની

હોય! રાણીજીને હસ્તગત કરવાને માટે તેણે હવે ચારે બાજુ ઘેરો ઘાલવાનો વિચાર કર્યોજ હશે, અને આ કીલ્લાની ચારે બાજુ જે રક્ષણ માટે મ્હે વ્યવસ્થા કરી છે તે અલ્લાઉદીનના જાણવા બાહેર નથી; માટે તે લોકો જય મેળવવાની ગોઠવણ હર કોઇ પ્રકારના કરે તેમાં આશ્ચર્ય શાનું હોય!

હા શા માટે તેમ ન કરે! ભુમિદેવીની સેવા સંપાદન કરવાને અને તેમાંથી નીકળતા અમૃત ઝરાનું પાન કરવાને કહોણે પ્રયત્ન કર્યો નથી; આપણા આર્ય પુત્રો પણ રાજ્ય લોભ માટે પરસ્પર લડયા છે; અને રાજ્ય છીનવી લીધાં છે તો પછી પ્રદેશવાસી શા માટે વિજય ન મેળવે! બળિયાના બે ભાગ કેહેવત ખરેખરી છે, બાહુબળ બુદ્ધિબળ અને સેન્ય બળથીજ રાજ મેળવી શકાય છે;—માટે બુધ્ધિબળ સર્વ બળમાં શ્રેષ્ટ ગણાય છે—સેન્ય બળ હોય અને બુધ્ધિ બળ ન હોય તો તે સેન્યા ગણી સંખ્યા વાળી સબળ હોય તો પણ તે સેન્યાને થોડી સેન્યાવાળો અને તે સાથે બુધ્ધિબળવાળો પાયમાલ કરી નાખે છે; માટે મ્હારી અક્કલ પ્રમાણે કાપટ્ય યુક્તિ રચાય તો તેમાંથી કાંઇક તક સારો મળી આવશે.

મ્હારી પાસે ચતુરા નામની દાશી બહુજ રૂપવંતી અને ગુણવાન છે, તેને ઉમદા પોશાક પહેરાવી અને તેની સાથે બે ત્રણ ખવાસણો સૃગારીને અને પુષ્પની માળ તથા સુગંધી પદાર્થનો ટાટ કેડમાં અનેક પ્રકારના મેવા વાગેરેથી ગોઠવી અલ્લાઉદીન તરફ રાત્રી વખતે મોકલ-વામાં આવવી જોઇએ અને એજ દાસી સાથે એક પત્ર મોકલવો જોઇએ કે તે પત્ર વાંચીને દાશીની સાથે વાતચીત કરીને તેના મનમાં જુદોજ ભાવ ઉત્પન્ન થશે. હાલ ગુજરાતમાં કરણઘેલા સાથે લડાઇ જાગી છે. અને તે તરંગમાં તે તરફ લશ્કર મોકલવાની તેને ખાસ

જરૂર છે. માટે તે અલ્લાઉદ્દીનના મનમાં આપણા ઉપર નિર્વીકાર ઇતબાર બેસે એમ થાય તો કેટલુંક લશ્કર તે ગુજરાત તરફ મોકલવાને પોતે ફતેહમંદ થાય તેને સારી રીતે ખબર છે કે રજપુત લોકો સત્યવક્તા, બોલેલું પાળનારા, નિષ્કપટી અને લડવામાં પેહેલા વર્ગના શુર મર્દ છે, એવો તેનો દ્રઢ અભિપ્રાય હોવાથી પોતાના લશ્કરની વ્યવસ્થા બીજા ઠેકાણે યોજવામાં તેને હાલ ઘણીજ જરૂર છે; આ પ્રમાણે કહીને મધુકાન્તાએ ભીમસેનના હૃદયના ભણી દ્રષ્ટી કરી;

હા તમારૂ કેહેવું ઘણુંજ ઉમદુ છે. વારૂ ત્યારે હવે તમેજ કહો કેમકે હવે મને તમારા વીચાર ઉમદા અને ભેદ ભરેલા ઠીક લાગે છે;

મ્હારી ચતુરા દાશીને કેવી સલાહ આપવી એ તો હું તેનેજ સારી પેઠે સમઝાવીને તૈયાર કરીશ અને આજેજ તેની સાથે ઠાઠમાઠથી ખવાસણોને સંગારીશ પણ તેની સાથેજ પત્ર મોકલતાં તેમાં એટલુંજ જણાવવાનું છે કે; આપનું લશ્કર જે વખતે અહીંયાં જે તરફ પધારવાના હો તે દીવસની રાત્રે અમારા તરફથી રાણીજી આપની સાથે હમેશાંને માટે આધીન રહેવાને જરૂર આવશે; આપ જેવા સમર્થ સાથે અમારે આહવા યોગે કરીને સંબંધ યાને મિત્રાચારી થાય છે. અને તેના માટે આપની મેહેરબાનીનો વધારો થવાથી અમને પુર્ણ રીતે સંતોષ થશે. અમે! આપને યુધ્ધ આપવાને ઇચ્છતા નથી; પણ મિત્રાચારીનો ભાવ રાખવા ઇચ્છીએ છીએ. માટે આપ કોઇ પ્રકારની કાળજી રાખવી નહીં, અમારા રાણી સાહેબનો વીચાર આપને ચાર દીવસ મિજબાન રીતે રાખવાનો છે અને તે ચારે દીવસ આપના લશ્કરને અને આપને ભોજનની સામગ્રી પોહોચાડવાની ઉલટ રાખે છે. માટે તેમનું આમંત્રણ મેહેરબાની કરીને સ્વીકારશો. પણ રાણીજીનું કહેવું એમ છે કે અઢીસેં ઘોડેસ્વાર અને પાંચહજાર પાયદળ સીપા-

હીયોથી આપ ચાર દીવસ રહીને અમારી મેવાડ ભુમીને શોભા આપશો અને અમારા તરફનું આમંત્રણ સ્વિકારશો તો મને ઘણોજ આનંદ થશે.

હું આપને જ્યારથી જોયા ત્યારથીજ ચાહું છું, આવો વીચાર રાણીજીયે જણાવ્યો છે માટે તે બાબત ખુલાસો આપશો.

આ પ્રમાણે પત્ર લખીને માહારી ચતુર દાશીને મોકલીએ અને તે દાશી પ્રત્યે અને દાશીની હકીકત અલ્લાઉદીન .પ્રત્યે નિહાળતી તેમાંથી તેના હૃદયનો ભેદ કેવો છે તે જણાઇ આવશે.

જ્યારે તે મોહમાં ગર્ક થએલો આપણા વિશ્વાસ પાત્ર પત્ર ઉપર વિશ્વાસ આણીને અને રાણી પ્રત્યેના તેના મોહથી પ્યારના ભ્રમણ ચિત્રમાં લાલચના યોગે એટલાજ લશ્કરને કુચ કરવાની કે બીજે કંઇ મોકલવાની જ્યારે યોજના કરશે ત્યારે તે વખતે એટલે તે જ્યારે ચાર દીવસ અત્રે રહીને જ્યારે ઉપડશે તે પહેલાની રાત્રીએ ચારસે મ્યાનામાં ચારસે રજપુતો આદરખાને બેસે અને તે ચારસે મ્યાનામાં દરેક મ્યાનાની પાસે આઠ આઠ દાસીયો જાય છે એવા દેખાવથી દરેક રજપુતોએ સ્ત્રીયોનો સ્વાંગ પહેરીને તેના સ્થીર લશ્કરની છાવણી પ્રવેશ કરવો આ વખતે તેની છાવણીમાં શાંન્ત વૃત્તિથી પડી રહેલા પાયદલો પથારીમાં પડયા પડયા ખ્યાલ ટપ્પા કે વાતોના તડાકાના ટટાંમાં મોં કરતા હશે; તેથી એજ વખતે સત્રળાઓએ કાપા કાપીનો ધંધો કરવો કે આ ગોઠવણમાં અલ્લાઉદીન સખત આફતના બંધનમાં આવી પડશે, જેમાં પરીણામે તે વખતે જે વિચાર સુઝશે તે પ્રમાણે બની આવશે હે રાજન! ભાવીમાં શું થવાનું છે! એતો પરમાત્મા જાણે પણ બચવાને માટે યુકિત રચવાને અને તે પ્રમાણે ઉદ્યોગ કરવાને તક ચુકવો નહી, એ ધર્મ શાસ્ત્રનું વાકય છે.

મધુકાન્તાની ગોઠવણુ સાંભળીને ભીમસીંહ ઘણો ખુશી થઇ ગયો; વળી સ્ત્રી જાત છતાં તેના રાજ્ય પ્રપંચી વિચાર કેટલે દરજ્જે ચઢીયાતા છે તેના માટે તે કદર કરવા લાગ્યો, અને તે સઘળી હકીકત ઉપર વીચાર આણીને ભીમસિંહે કહ્યું કે; યુધ્ધ કરીને વિજય મેળવવાની અમર કીર્તીમાં આ કપટ દાવપેચનો અને પોતાની સ્ત્રી તેના તરફ મોકલી તેવો કલંક આવી પડે એ કેટલુ બધુ ખોટુ કહેવાય!

જ્યારે હૃદય પવિત્ર છે, ત્યારે કાંઇજ કલંક કહેવાય નહીં, શત્રુ બળ વાદળને વીખેરવાને યુક્તિરૂપી પવનની જરૂર છે માટે આખરે પણ મ્યાનમાંથી તલવારો બાહેરજ કાઢવાની છે; કાંઇ નામર્દ થઇને સુઇ રહેવાનો વિચાર નથી માટે યુધ્ધ ધર્મની કીર્તી પતાકામાં કદી પણ કલંક લાગનાર નથી; રાણીજીને તે અલ્લાઉદ્દીનના તંબુમાં જવું નથી માત્ર તેની છાવણીમાં પ્રવેશ કરીને છાપોજ મારવો છે, રાણીજીતો અહીયાંજ રહેશે પણ રાણીજીનો મ્યાનો સર્વથી આગળ એવો કરવો કે તે મ્યાનામાં કોઇ લુડીને બેસારી દેવાની છે, મધુકાન્તાએ પોતાની યુક્તિ જણાવી.

સાબાસ સાબાસ વીરાંગના મધુકાન્તા! ભલે એમજ કરો અને શું થાય છે તે મજાહ આપણને જોવાને ઠીક પડશે આ પ્રમાણે વાત કરીને ભીમસિંહ ત્યાંથી બાહેર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૪ થું.

### ( અલ્લાઉદ્દીનના લશ્કરની છાવણી. )

#### ( અલ્લાઉદ્દીનના તંબુમાં વાણી વિલાસનો રંગ બહાર. )

આજે અલ્લાઉદ્દીન પ્રફુલ્લ વદન કરીને બેઠો હતો; જે પેગામ મોકલ્યો હતો તે પેગામે જે વખતે પત્ર આપ્યો એજ વખતે શાહના

હૃદયમાં આશાના અંકુર ફુટવા લાગ્યા અને વગર પરિશ્રમે સ્વર્ગની પરી ખુદ અત્રે આવવાને વકી જણાવે છે પણ તે પહેલાં પોતા તરફથી દાશી આવનાર છે અને તે વાતચીત કરનાર છે એ હકીકત જાણીને અલ્લાઉદ્દીન સાયંકાળ થવાની રાહ જોઇ રહ્યો હતો; દરમિયાન દિલ્હીથી આજે અચાનક બાદશાહી ત્રણ ઉમરાવ આવી પહોંચ્યા હતા અને તેઓની સાથે એકાન્ત વાત કરવામાં ઘણો વખત રોકાયો હતો, જેમાં અલ્લાઉદ્દીનનુ ચિત્ત વ્યગ્ર થએલું જોવામાં આવતું હતું; તેનુ કારણ એજ હતું કે પંજાબને રસ્તે થઇ ત્રીસ હજાર મુગલનું ટોળુ લુંટફાટ કરતુ મધ્ય હિંદમાં આવીને પ્રદેશ તાબે કરવાનો હલ્લો કરતા આવે છે: તેથી તેઓની સ્હામે ટક્કર કરવા અને તેમને હરાવવાને માટે તે તરફ લશ્કર મોકલવાની ગોઠવણ માટે સદરહુ ત્રણ લશ્કરી અમીર આવ્યા હતા; તેઓ છેક સાંજ સુધી બેશીને છાવણીમાં બીજા તંબુમાં ચાલ્યા ગયા, તેઓના ગયા પછી અલ્લાઉદ્દીન ઘણા વિચારના ગોટાળામાં ગુચાવા લાગ્યો; કેમકે એક તરફ રણથંભોર ભણી રજપુતો તલવાર બળથી યવન સમુદાયને હઠાવતા હતા અને પોતાનો પ્રદેશ પોતાના તાબામાં લેતા હતા; વળી આમ થવાથી બાદશાહી લશ્કર આ તરફ આવ્યા વિના રહેનાર નથી એમ આગળથી સમજીને જાગ્રત થએલા રજપુતો પોતાના કામમાં સાવધ રહેલા હતા. એ પ્રસંગમાં છોટાઉદેપુરનો રાણો ખીચી હમીર રણથંભોરની મદદ માટે તલવાર પકડનાર છે એવી ચોકસ બાતમી મળી હતી; એક તરફ આ પ્રમાણે મામલો બનેલો છે ત્યારે બીજી તરફ પંજાબના રસ્તે થઇને મુગલોની સેન્યા આવે છે તે એને રોકવાને ઇયા પાયમાલ કરી નાંખવાની ગોઠવણમાં તે તરફ લશ્કર મોકલતા સારૂ અલ્લાઉદ્દીન ઘુંચાયો હતો, જોકે આવો વિગ્રહ પ્રસંગ છે તોપણ પેલી ચંપા રાણીની ભેટનો

લાભ લેવા તરફ તેનો મોહ સજ્જડ લાગી રહેલો હતો; અને એજ સ્વરૂપ પોતાના હૃદયમાં જોયાં કરતો હતો છાવણીમાં દીપકના થાંભલાઓ ઉપર ફાનસોમાં દીપક પ્રકાશ થવા લાગ્યો, ભાનુદેવ છેક પશ્ચિમ દિશા નીચે પૃથ્વી કક્ષા નીચે ઉતરી ગયો હતો તેથી નક્ષત્રોનો પ્રકાશ આકાશમાં ચળકવા લાગ્યો કૃષ્ણપક્ષની ચતુર્દશી હતી તેથી વૃક્ષની ઘટામાં અને ગાઢા જંગલના ભાગમાં અલ્લાઉદ્દીનનો મુખમલનો તંબુ હતો; અંધારી રાત્રીમાં દીપક સ્થંભની પ્રકાશ વાળી શોભા કોઇ જુદીજ રંગ ઢંગની ખુબી બતાવતી હતી, યદ્યપિ એ અંધારી રાત છાવણીના સિપાઇયોને જાગ્રત રહેવાને તથા સચેત થવાને શિક્ષણ સુચવતી હતી; આ વખતે ઠેર ઠેર ચુલ્લામાં અંગારા ચળકતાં હતા. એટલે કેટલાક સિપાહીયો રોટી બનાવવાના કામમાં વળગ્યા હતા, આવા પ્રસંગે એક ખવાસણી સાથે ચાર દાસીઓ મસ્તક ઉપર ચાંદીના મોટા ટાટ ગોઠવેલા અને જરકશી રૂમાલેથી ઢાંકેલ હતા તેઓએ છાવણીમાં પેરેગીરની રજા લઇને પ્રવેશ કર્યો, પેરેગીરને અલ્લાઉદ્દીન શાહ તરફથી તે ખવાસણીઓને આવવાને પ્રથમથી પરવાનગી આપવામાં આવી હતી; તેથી તે દબદબાથી જનાહ ખવાસણીને માન સાથે છાવણીમાં જવાનો તક મળ્યો હતો. છેક અલ્લાઉદ્દીનના તંબુ પાસે જઇ પહોંચ્યા, અને બાદશાહને ખબર આપવાને પેરેગીરને જણાવ્યું પેરેગીરને પણ પ્રથમથી સુચના મળી હતી તેથી તેને તુરત તંબુમાં જઇને બાદશાહને નીવેદન કર્યું. તુરતજ અંદર પ્રવેશ કરવાને આજ્ઞા મળી આ વખતે અલ્લાઉદ્દીને ઉમદા જરીયાંનનો લેબાય ધારણ કર્યો હતો મસ્તક ઉપર મણીરત્ન જડિત વેલીકા યુકત સુંદિર ટોપી મુકી હતી અને કંઠમાં મોતીની સાત શેરની માળા પહેરેલી હતી એટલામાં ખવાસણીએ સમીપ આવી તાજીમ કરી પછી બાજુ ઉપરના ગાલીચા ઉપર બેસવાનો

બાદશાહે ઇસારો કીધો એટલે ચારે જણીઓ ત્યાં બેઠી સુવર્ણના ટાટમાં પુષ્પનો હાર હતો તે હાથમાં લઇને પેલી સ્વરૂપવાન અને મોહક ચેહેરા વાલી ખવાસણોએ અલ્લાઉદીનના કંઠમાં ભરાવ્યો તે હાર ભરાવતી વખતે મિષ્ટ અને ધીમા સ્વરે કરીને ખવાસણે કહ્યું કે આ પુષ્પહાર આપને મળવાની ઇચ્છા રાખનાર રાણીજી ચંપાબાઇએ આપની જીંદગી સુધી રહો અને ઉતમ યશ મેળવવાના આશીર્વાદ સાથે કંઠમાં ભરાવવાને ઉમેદવાર છે.

એટલુજ સાંભળતાં અલ્લાઉદ્દીને સ્મિત હાસથી અને મોહિની ખવાસણને જોઇને ખુશ થએલાએ ઉત્તર આપ્યો કે આપનો કોમળ કર મારા ગર્દનને આજે પવિત્ર કરે છે તે સઘળી મેહેરબાની રાણીજીને છે; હવે તમે આ ઉત્તમ આસન ઉપર સ્વસ્થ થઇ બેસો આ પ્રમાણે આજ્ઞા થએથી તસ્લીમ કરી એક પત્ર આપ્યો આ વખતે બાદશાહે તે પત્ર વાંચ્યો પછી ગુંજામાં મુકી દીધો પછી ચતુરા પ્રત્યે બોલ્યો કે એ પત્રથી મને ઘણોજ સંતોષ થાય છે; કેમ! રાણી સાહેબની તબિયત સારી છે ની!

ચતુરા—હાજી; તેમાં પણ વિશેષમાં આપને ચાર દીવસ અત્ર રહેવાને, અને તેમના તરફથી મીજબાનીની મુરાદ પાર પાડવાને આપ પોતાનો વિચાર જણાવશો તે પછી રાણીજીને વધારે આનંદ થશે.

અલ્લાઉદીન—અલબત હું તેમના આગ્રહને વધારે માન આપુછું પરંતુ છેક થોડું લશ્કર રાખવાથી મારા કેટલાંક કામને ઘણી હરકતો ભોગવવી પડે તેમ છે.

ચતુરા—ગરીબ પરવર! આ મેવાડ પ્રદેશના રજપુત સીપાહીયો અને સરદારો આપની આજ્ઞાથી કયારે દુર છે! કે આપને કોઇ પણ પ્રકારની હરકતો ભોગવવી પડેજ નહી.

અલ્લાઉદ્દીન—અહાહા ! જો કે તેઓ મારા તરફ પ્રેમ ભક્તિ રાખતા હોય તો પછી બીજુ શું જોઇએ ! જુવોને હાલ રણથભોર વાળા કેટલુ તોફાન કરી રહ્યા છે.

ચતુરા—હાજી ! એ હું જાણું છું પણ બધા એનાં સરખા વિચાર હોતા નથી. આ સ્થળ મેવાડ પ્રદેશના રાજાનુંજ છે જ્યારે ચિતોડગઢના યોગ્ય કીર્તિવંત રજપુતો આપની સેવા બજાવવાને ઉલટ રાખ્યાજ કરે ત્યારે તે જોઇને સઘળાઓના મનમાં આપની આજ્ઞાને તાબે થવાની અસર થયા વિના નહીજ રહે.

અલ્લાઉદ્દીન—અહા ! તમે તો બહુજ ચતુર જણાઓ છો; તમારા વિચાર કેટલેક દરજ્જે ગભીર અને લાયક જણાય છે, તો શું ! ચિતોડીયા રજપુતો હું જ્યાં મોકલુ ત્યાં જવાને નોકરી બજાવશે !

ચતુરા—અરે મહેરબાન ! એતો શું ! પણ તન મન આપીને સંગ્રામમાં એકે એક જણ માથું આપશે.

અલ્લાઉદ્દીન—શાબાશ શાબાશ રજપુતણો ! પણ આ તમે જે કહો છો ! તે શું રાણાજીના કેહેવરાવ્યાથી કે રાણીજીના બોલવાથી ?

ચતુરા—હાજી ! રાણો અને રાણીજી એ બન્નેની થતી વાતમાં તેમના નીકળેલા શબ્દો ઉપરથી હું કહું છું.

અલાઉદ્દીન—એવા કેવા શબ્દો નીકળ્યા હતા.

ચતુરા—આપ જેવા સબળ બાદશાહની સાથે ગાઢી મિત્રાચારી રાખવામાં રાજ્યનું રક્ષણ અને નિવૃતિનું સુખ પ્રાપ્ત થવાનું સાધન એજ આપણી ભલાઇ અને આપણો તેમના પ્રત્યેનો પ્રેમ છે એવી નીકળેલી વાત ઉપરથી મારૂં ધોરણ હજાર દરજ્જે સત્ય છે.

અલાઉદ્દીન—ત્યારે તો તમે તેઓનું નિખાલસ હૃદય જોઇનેજ કહો છો. ?

ચતુરા—નિખાલસ હૃદયની પરીક્ષા અને કસોટીએ માત્ર આપની માગણી તેઓએ ઘણા માન સાથે સ્વીકારી છે. એ ઉપરથીજ જાણી લેશો.

અલાઉદ્દીન—હા. બન્ને પક્ષમાં કોઇને પણ વિઘ્ન ન થાય એવો તેમનો વિચાર ઘણોજ ડહાપણ ભરેલો લાગે છે.

ચતુરા—એજ તેમનો વિચાર આપની નીરંતર સેવા બજાવવાનો છે.

અલાઉદ્દીન—હા હવે મને ખાત્રી થાય છે; હું અત્યારેજ મારી છાવણીમાં હુકમ આપીશ અને મારે મારા લશ્કરને બીજી જગાએ મોકલવાને હું ગોઠવણ કરીશ, રાણીજી સાહેબને મારા સલામ કહીને કહેજે કે તમોએ પત્રમાં લખ્યા પ્રમાણેજ અમારી છાવણીમાં માણસો રાખીશુ. અને તમારા તરફનું ચાર દીવસનુ આમંત્રણ ઘણી ખુશી સાથે સ્વીકારૂ છું.

ચતુરા—અમારાં રાણીજી સાહેબને બહુજ સંતોષ થશે, અને આપની તેહેનાતમાં વિશેષ સગવડ માટે કદાચ જરૂર પડે તો પાંચ હજાર રજપુતો આ છાવણીમાં આપની નોકરી બજાવશે અને તેના માટે આપની આજ્ઞા હોય તો તેઓ આવતી કાલે પ્રાતઃકાળમાં હાજર પણ થાય.

અલાઉદ્દીન—અહા ! શું તમેજ સ્વતંત્રતાથી તેવો બંદોબસ્ત કરવાને હિંમત ધરાવો છો.

ચતુરા—હા, અમે અમારૂ તન મન અને ધન રાણા અને રાણીજીને અર્પણ કર્યું છે. વળી અમારી રાજ્ય ભક્તિની વૃત્તિ ઉપર અમારા રાજાને પુર્ણ સંતોષ છે તેથી જે કંઇ હું બોલું છું તે બનવાને કંઇજ અશકય નથી.

અલાઉદ્દીન—અલબત ! નિમકહલાલ અને બુધ્ધિવાન તથા

વિવેકી નોકરના વિચાર તેનો શેઠ યાને ધણી ઘણા માન્ય સાથે પુરો પાડે છે. તેથી અત્યારે તમે જે વાતચિત કરો છો તે ઉપરથીજ તમારૂ નિખાલસ હ્રદય સમજાઇ આવે છે. અને તમારા બોલવા ઉપર મને ભરોસો પણ આવે છે તેથી કદાચ મારી છાવણીમાં નિમકહલાલ રજપુતોની મને જરૂર પડશે તો હું ખુશીથી જણાવીશ.

ચતુરા—આપની મુબારક આજ્ઞાને અમે તાબે છીએ અમારાં રાણી સાહેબ આપની ચાર દીવસની પરોણાગત બજાવીને એજ ચોથા દીવસની રાત્રે આપની પાસે આવશે અને રાણી સાહેબ પોતાની દાસીઓનો મોટો સમુદાય કેવો છે તે પણ આપને બતાવીને સંતોષ આપવા મોટી ઇચ્છા રાખે છે.

અલાઉદીન—રાણી સાહેબની તાબેદારીમાં કેટલી દાસીઓ રહેછે!

ચતુરા—હજુર ! જહાંપનાહ ! આપની બાદશાહીમાં બેગમ પાસે પણ તેટલી દાસીઓ નહીં હોય !

અલાઉદીન—શાબાશ શાબાશ હું પણ જાણવા ઇચ્છુ છું અને જોવાની પણ આશા રાખું છું, મારો અનુમાન એટલોજ પહોચે છે કે બહુમાં બહુ તો સો દાસીઓ હશે.

ચતુરા—( મસ્તક હલાવીને ) ગરીબ પરવર ! જ્યારે આપ જોશો ત્યારેજ માલમ પડશે કે મેવાડના રાણાની કાકી પાસે ઉમદા શરીરવાળી દાસીઓનો કેવો રવાબ અને તેણીની પદવી છે ! હજુર ! ચારસે મ્યનામાં બેસનારી ચારસે ખવાસણો માહારાથી પણ અધીક સ્વરૂપ વાળી જ્યારે રાણીજી પોતાના મોતીબાગમાં ફરવા નીકળે છે ત્યારે ચારસે મ્યાનામાં બેસીને નીકળે છે. એટલે એકંદરે છત્રીસે દાસીઓના દબદબાથી રાણીજી બાહેર નીકળે છે જ્યારે આપની પાસે આવશે ત્યારે તે પોતાના સુખનો વૈભવ બતાવવાને તેવીજ રીતે આવશે.

અલ્લાઃ—વાહ વાહ, શાબાશ સાડા ત્રણુ હજાર ખુબસુરત ઓરતોનો જમાવ મારી છાવણીમાં મારા તંબુ આગળ જ્યારે રાણીજીના આવવાની સાથે થશે તે વખતે આસમાનમાં રાજા ઇંદ્રની માફક મજાહ થઇ રહેશે. અને તે મજાહનો લાભ મને તો પહેલવહેલોજ રાણીજીની ભેટને લીધેજ મળવાનો છે. પણુ ખામુખાં એટલી બધી દાસીઓના જથા સાથે અહીં આવનાર છે તે વાતની તમને શી રીતે ખબર પડી !

ચતુરા—અમને ખબર પડે એમાં નવાઇ શાની હોય ! તેમનો જે વિચાર હોય તે જ્યારે બહાર પડે ત્યારે અમે માનીતી ખવાસણોને કાન પ્રથમથીજ થઇ ચુકી છે.

અલ્લા—ઠીક ઠીક ત્યારે તો તેની ગોઠવણુ માટે અત્યારથીજ હુકમ થયો હોય એમ જણાય છે.

ચતુરા—હજુર મધ્યરાત્રી વીતવા આવી છે, માટે હુકમ હોય તો અમે હવે ચાલવા માંડીયે.

અલ્લા—ઘણી ખુશીથી જાઓ અને રાણીજીને માહારા સલામ કહીને કહેવું કે આપના પત્ર પ્રમાણેજ ગોઠવણુ કરવામાં આવશે. અને તમારી ખુબીદાર નેકી અને વખાણવા લાયક અક્કલ માટે બાદશાહ બહુ ખુશી થયા છે. આ પ્રમાણે કહેજો.

ચતુરાએ બિંદગી કરી એટલે બાદશાહ ઉભો થઇને તેને યોગ્ય માન આપ્યું ચતુરા સાથેની ચાર દાસીઓ સહવર્તન ચતુરા છાવણીમાં થઇને ચીતોડના કીલ્લા તરફ જવા લાગી.

ચતુરા દાસીના ગયા પછી અલાઉદીન પોતાના તંબુમાંથી બાહેર નીકળ્યો. અને તે વખતે છાવણી ભણી જ્યારે તેણે નજર કરી ત્યારે તમામ જગોએ શાન્ત જણાતું હતું ઘણે દુર છાવણીની

આજુબાજુ પઠાણુ જુવાન પહેરેગીરો એક બીજાને જાગ્રત રહેવાના તે વખતના નિયમ પ્રમાણે શબ્દોનો ઘોંઘાટ ચલાવી રહેલા હતા અને પોતાના તંબુ આગળ જમે મર્દ એક્કાઓ ખુલ્લી તરવારથી ફર-ફરનારા આ વખતે બદન ઉપર ઉંચી મલમલનું કુરતુ પહેરેલું હતું અને મસ્તક ઉપર માત્ર ટોપી રાખેલી હતી વિચારમાં ગુંથાયલો બાદશાહ કેટલીકવાર તંબુ આગળની ખુટમાં આમતેમ ફેરા મારવા લાગ્યો. પછી પોતાનાજ આગળ અદબ વાળી ઉભા રહેલા એક્કાઓ પૈકી એકને બોલાવીને આજ્ઞા કરીકે મુજફ્ફર, હૈદર, અને અલ્લી એ ત્રણુ સેનાપતીને આ વખતે મારી પાસે લાવો આજ્ઞા થતાંજ થોડી વારમાં તે એક્કાએ ત્રણે જણુને બાદશાહ પાસે લાવીને રજુ કર્યા તેઓ આવ્યા એટલે બાદશાહ તેઓને લઇને તંબુમાં ગયો ત્યાં જઇને લશકરની ગોઠવણુ સારૂ પ્રેરણાનો આરંભ કર્યો

બાદશાહે કહ્યું કે અઢીસેં ઘોડેસ્વાર અને પાંચ હજાર પયદલ આ છાવણીમાંથી બે ભાગ પ્રાતકાળે જવાને કુચ મકાન કરવો અને અલ્લીએ પંજાબ તરફ આવનાર મુગલોને હઠાવવા સારૂ પ્રાતઃકાળમાં પંજાબ રવાના થવું જોઇએ આ પ્રમાણે કહીને અલાઉદીન બોલતો બધ થઇ ગયો.

દિર્ઘદર્શી સેનાપતી હૈદરે કેટલોક વિચાર કરીને પ્રશ્ન કર્યો કે જહાંપનાહ! અઢીસે સવાર અને પાંચ હજાર પાયદલથી આ મેવાડમાં ચિતોડગઢ પાસે ટકવું એ ઘણુંજ જોખમ ભરેલું છે.

ચિતોડ કિલ્લામાં રહેનારી વીર સુંદરી ચંપાની સૌંદર્યતા અને લાવણ્યતા ઉપર મોહ પામી ફિદા થઇ ગએલા અલાઉદીનનો મોહ પાસના યોગે જે તેના હ્રદયમાં વિશ્વાસજનક વૃતિ ઠરી હતી તે વૃતિ-દ્વારાએ સેનાપતિ પ્રત્યે ઉત્તર આપ્યો કે-અલબત તમારૂં કહેવું

ઘણે દરજ્જે યોગ્ય છે પણ જોખમમાં આવવા જેવો આ તરફ બીલકુલ સભવ નથી તમને ખબર તો છેજ કે ભીમસીંહની લાવણ્યવતી કુરમાને મેળવવાનેજ મ્હેં આ વખતે ચિતોડ ઉપર હલ્લો કર્યો છે યદ્યાપિ ચિતોડ રજપુતો આપણા સામે ન થતાં શરણે થયા છે કદી સ્વપ્નમાં પણ એવું ન બને છતાં એવો કરાર લેખી પત્રથી તેઓએ કબુલતતો મને આપ્યો છે, જેમાં ભીમસીંહની રાણીની જે મેં માંગણી કરી છે તે માગણી તેઓએ નિર્વીઘ્ને સ્વીકારી છે. જુઓ આ પત્ર,

આ પ્રમાણે બાદશાહે કહીને સેનાપતીને પત્ર આપ્યો તે પત્ર સેનાપતીએ વાંચ્યો. પછી બોલ્યો કે જહાંપનાહ ! ગમે તેમ હો પણ જ્યારે સમય બળમાં વિજય પ્રાપ્ત થવા જેવો તક મળી આવે ત્યારે તક એવો કોણ મુર્ખો હોય કે ઓળખી ન શકે ! આપ ખુદાવિંદની ભારે સેન્યા જોઇને તેથી ભય પામ્યાથી તે રજપુતો આપને શરણે થયા હોય અને તેથી પોતાના રાજ્યનો બચાવ થવાના લોભથી રાણીને મોકલવાને ઇચ્છા બતાવતા હોય એમ મને તો લાગે છે, આપને ચાર દીવસની મીજબાની આપે છે તેમાં અમુક આટલાજ માણસો આપની પાસે રહેવા જોઇએ એવું જે કારણ બતાવે છે તેમાં કંઇપણ ઉંડો ભેદ હોવો જોઇએ. બાદશાહે પુરતા બદોબસ્ત વગર ગફલતમાં નજ રહેવું જોઇએ, જેવી રીતે આપણે તક ખોઇને વિજય મેળવવાને ચુકતા નથી તેવી રીતે જ્યારે તેઓને તક મળે ત્યારે શા માટે વિજય મેળવી ન શકે ! સેનાપતિએ આ પ્રમાણે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

મંદહાસ્યથી અને વિચાર શ્રેણી ઉપર જાણે ચઢતો ચઢતો હોય તેવી રીતે દેખાડવાવાળા શાહે સેનાપતીને કહ્યું કે જેટલી શંકાઓ અત્યારે આપણા રક્ષણને માટે થઇ છે, અને તે સંબંધી મેં પુખ્ત

વિચાર કરીનેજ તમને બોલાવ્યા છે, અત્યારે જે હુકમ તમને આપું છું તે મુજબ તમારે પ્રાતઃકાળે સુર્ય ઉદય પહેલાં કુચ કરવાને ગોઠવણ કરવી જોઇએ.

જહાંપનાહ ! આપનો હુકમ માથે ચઢાવું છું, એ પ્રકારે કહીને બન્ને સેનાપતી ત્યાંથી લશ્કરની ગોઠવણ કરીને પ્રાતઃકાળ થતા પહેલાં કુચ કરવા લાગ્યા. પરંતુ એક સેનાપતિ કે જેને પંજાબ તરફ જવું છે તેને ઘણીજ અગત્યનું અને ઉતાવળનું કામ હોવાથી તે તો હુકમ મુજબ ચાલતો થયો પણ જે હૈદર નામનો સેનાપતી હતો તેને ગુજરાત તરફ કરણઘેલાને વશ કરવા સારૂ જવાને હુકમ પામેલો હતો તે નીમકહલાલ અને ચુસ્ત શ્યામ ધર્મી હતો તેણે એ તદબીરથી પોતાની સેના કુંઅરોના ભોંયરામાં છુપી રીતે રાખી કે કોઇને ખબર પડી શકે નહીં.

આ વખતે અલાઉદીનની છાવણીમાં થોડા સીપાઇઓના જથાથી સેનાપતી મુજફ્ફર નામનો રહ્યો હતો. મુજફ્ફર ઘણો બહાદુર અને લડવૈયો તથા અક્કલબાજ હતો પણ હૈદરના જે જે વચનો સુલતાન પ્રત્યે નીકળ્યા હતા તે સાથે તેને ઉંઘ પણ આવતી નહતી કારણ કે થોડા લશ્કર ઉપર બહાદુર રજપુતો રખેને કદી રાત્રે છાપો પાડીને કાપાકાપી કરે ! અને બાદશાહને કેદ કરે ! એમ જ્યારે બને ત્યારે બંદુકની ગોળી બહારથી કે કટાર પેટમાં મારીને મરણ પામવાનોજ વખત આવશે. આવા નીશ્ચય ઉપર આવેલો મુજફ્ફર કેવળ ફીકરમંદ રપતો હતો.

પુર્વ દીશાએ ભાનુ દેવતા પ્રકાશમાં આવ્યા ? મખમલના ભપકાદાર તંબુમાંથી અત્યારે બાદશાહ સાદા પોશાકથી બાહેર હવા માટે આમતેમ આંટા માર્યા કરતો હતો પોતાની છાવણીમાંથી બન્ને

સેનાપતી સરદારો આગોપરો લસ્કરનો ભાગ લઇને ચાલ્યા ગએલા હોવાથી છાવણી કેવળ નહાની અને સંકોચાઇ ગએલી જણાતી હતી આ વખતે બાકી રહેલ સૈન્યનો ઉપરી મુજફ્ફર બાદશાહને તસલીમ કરી અને અદબ બજાવીને એક બાજુએ ઉભો રહ્યો. એટલામાં રાણાજી અને રાણી તરફથી પંદર વીસ માણસો કેટલાક ભાર વાહક વાહનો ઉપર લસ્કરને માટે ઉત્તમ પ્રકારની વસ્તુઓ અનાજ, ઘી. આટો વીગેરે લઇને છાવણીમાં રજુ થયા. અને બાદશાહી ખોરાક સારૂ બાદશાહી ખોરાક કરનાર રસોઇયાથી માહીતી મેળવીને તે પ્રમાણે વસ્તુ આપવા લાગ્યા જે પ્રકારે બાદશાહનું મન પ્રસન્ન થાય તે પ્રમાણે ગોઠવણ કરવાને કાંઇજ કસર કરી ન હતી ખુદ ભીમસીંહ પોતે ત્યાંજ આવીને બાદશાહ પ્રત્યે અદબ બજાવીને નમ્ર વચનની ધારા વરસાવવા લાગ્યો. જેથી બાદશાહને સંતોષ થયા કરતો હતો. અને ગઇ રાત્રીએ સેનાપતી હૈદરે લીધેલા શંકાના વાદળાં રજપુતોની ખુશામત રૂપી પવનના વેગે કરી જલદીથી ખસી જવા લાગ્યાં આજે છાવણીમાં મહોત્સવ સારો થઇ રહેલો હતો; જેમાં ચીતોડના રજપુત સરદારોની આવજાવ થઇ રહેલી હતી; મેવાડી ઢોલણોના મુખ્ય રજવાડી મસ્ત માહાડની રાગણી શાહના આગળ ગવાઇ રહેલી હતી; નોખ ચોક વાળી લાવણ્યવતિ ઢોલણોના હાથથીજ ઢોલક ઉપર થાપ વાગી રહેતી હતી; અને સતાર ઉપર હાથ ફેરવનારી જુદી ઢોલણો આગળ તાલ સાથે દુક્કડ ઉપર હૃદયને મસ્ત કરે તેવા તાલ ગતની થાપો વાગ્યા કરતી હતી, આ બધી મજાહ બાદશાહ પોતે બપોરી વખતે ભોજન લીધા પછી ગદેલા ઉપર આરામીયત માટે પાસા ફેરવતા હતા તે વખતે થઇ રહેલી હતી; રંગ રાગ અને મશ્કરીઓથી હાસ્યરસ દરશાવનારા વાણી વીલાસમાં તથા વાત ફરાશીયોથી રસીક

વાતોની રચનામાં આખો દીવસ વ્યતીત કરવામાં આવતો હતો. તે શીવાય રાત્રીનો આરંભ થયા બાદ દીવસ કરતાં આનંદ પ્રામ કરે તેવો રજવાડી જલસો જુદીજ પ્રકારનો ચાલી રહેલો હતો; સુર્ય ક્યારે ઉદય થયો ! અને રાત્રી ક્યારે વ્યતીત થઇ ગઈ ! તે બાબતતનો લેશ પણ વિચાર થવા પામતો નહી ! આ પ્રમાણે ચાર દીવસના મીજબાન બાદશાહના આગળ સરભરા થયા કરતી હતી. અને આવા આનંદજનક જલસામાં બાદશાહના મનમાં રાજ્ય પ્રપંચીક વિષયનો બીલકુલ ભાસજ રહ્યો નહીં. પહેલે દીવસે આ પ્રમાણે ધામધુમ થઇ. રાત્રીના બાર વાગી ગયા પછી બાદશાહ પોતાના તંબુમાં ધસધસાટ ઉંઘી ગયો. એટલે ગાયન કરનારી કાંચનનીયો ત્યાંથી પસાર થઇ ગઇ તમામ લોકો જેઓ ચિતોડના જનસુરો સરભરામાં રહેલ તેઓ ખસી ગયા. બાદશાહના પહેરેગીરો ખુલ્લી તરવારથી આમતેમ રેહેલવા લાગ્યા. છેવટે પાછલી રાત્રીનો સમય થયો તે વખતે બાદશાહ એકદમ ઝપકીને જાગી ઉઠ્યો જાણે મોટા ભયમાં સપડાયો હોય તેવો ધડકતી છાતી વાળો અકળાઇ ગએલો ઉભો થયો અને તંબુની બહાર જુએ છે ત્યારે તેને જેમ હતું તેમ શાન્ત જણાઇ આવ્યું પોતે ઘણા વિચારમાં પોતે લીન થઇ ગયો., પછી બબડવા લાગ્યો કે હૈદર જે શબ્દો મારા આગળ બોલી ગયો હતો તે શબ્દોની અસર મારા હૃદયમાં સુક્ષ્મ વાસના દ્વારે રહેલી ખ્વાબમાં (સ્વપ્નમાં) જાગ્રત થઇ હોય એમજ લાગે છે. અરે ખુદા ! એવું તો કદીપણ બને નહી કે રજપુતો મારી છાવણીમાં છાપો મારી ને મારી આબરૂને ખલલ પહોંચાડે, અરે! કદાચ એમ બની જાયતો છેવટે આપણો કોણ બેલી છે. પણ જોકે ધારીએ તો હૈદરનું કથન કેવળ માનવા લાયક છે પણ આમ જોતાં એવો અનીષ્ટ બનાવ બનવા

સરખો લેશ પણ ભાસ જણાતો નથી. આ પ્રમાણે પોતાના મનને સમાધાન કરતો તે પોતાની પથારીમા નીરૂત થઇને સુતો.

---

## પ્રકરણ ૫ મુ.

### એક પ્રૌઢ મુસાફર.

અને

### ( બે તરૂણ રજપુતો )

પશ્ચિમ બાજુએ સુર્ય છેક નમ્યો હતો. પૃથ્વીની કક્ષાની જે જે મર્યાદા હતી ત્યાંથી એક રાશ ઉંચાણમાં સુર્ય હતો; તે વખતે એક સરોવર ઉપર બે ઘોડેસ્વાર જરાક આશાએશ (વિશ્રાંતિ) લેવાને માટે અશ્વ ઉપરથી ઉતરીને સરોવરની પાળ ઊપરના વડ વૃક્ષની નીચે ધાશીયો પાથરીને બેઠા હતા અને ચાંદીના નાના કટોરા કાઢીને તેમાં અફીણનો કસુંબો ઘોળીને સ્વચ્છ ઉદક તૈયાર કરતા હતા નલાની સરખી ગરણી ગોઠવી હતી તેમાંથી અમલનું લાલ રંગનું જળ ટપક્યાં કરતું હતું અને પરસ્પર બન્ને જણ ગુપ્ત વાતો કરતા હતા આ સરોવર ગાઢા જંગલમાં આવેલું હતું તેથી છેક એકાન્ત સ્થળ હતું આજુબાજુ અનેક વૃક્ષની ઘટા આનંદ પ્રાપ્ત કરે તેવી હતી તેથી તેઓ પોતાને અનુકુળ પડે તેવું સ્થળ પસંદ કરીને તેઓ બેઠા હતા, તેઓ રીસોદીઆ બહાદુર રજપુતો હતા. તે બન્નેની ઉમર લગભગ વીસ વરસની હતી શરીરે કદાવર અને દેખાવમાં ખુબસુરત હતા તેથી એમ જણાતુ હતું ચીતોડગઢમાં રાજવંશીઓ પૈકીના આ બે માણસો હોવા જોઇએ કેમકે તેમનો દેખાવ પણ તેવોજ જણાતો હતો તે બન્ને જણે પરસ્પર અમલના સ્વચ્છ જળની પ્યાલી આપ

લે કરવાનો આરંભ કર્યો; તે પ્રમાણે સઘળુ થઇ રહ્યા પછી હેકકા ગગડાવવા લાગ્યા; તમાકુના ગોટા જેમ જેમ કાઢવા લાગ્યા તેમતેમ અમલના નીશાથી તેઓની આંખ લાલ અને ઘેરી થવા લાગી; તેઓ જ્યાંથી આવતા હશે ત્યાંથી શેરડીના વ્હાડમાંથી શેરડીનું જાડુ રાડુ રાખેલુ હતુ તેથી તેને છોલીને પાડેલા સ્વચ્છ કકડાને ખાર બંધણા માટે ઉપયોગમાં લેવા લાગ્યા અમલના મસ્ત નીશાથી બંન્ને જણ ના હૃદયની માર્મીક વૃત્તિયો માટે કળીયો ખીલવા લાગી તે પૈકી એક તરૂણ જુવાને ધીરે રહીને કહ્યું કે પ્રિય મીત્ર ! હવે ત્રીજા દીવસની રાત્રે ધાત્રરો અને સાલ્લો ધારણ કરવાનો છે હો કે !

હા મીત્ર ! અફસોસ છે કે આપણા બાપદાદાએ તેવું નથી કરેલુ છતાં તેવા વેશ ભજવવાનો ન ચાલે વખત આવ્યો છે; બીજાએ ધીરે રહીને ઉત્તર આપ્યો.

કાર્ય સાધવાને માટે શ્રીકૃષ્ણ ભગવાનને પણ ઉંદરડાનું સ્વરૂપ ધારણ કરવુ પડયુ છે, જેમાં અભીમન્યુંના ધનુષની પ્રત્યંચા કાપવાની ખાસ જરૂર હતી; વળી શત્રુના બળને હઠાવવાને વામનરૂપ ધારણ કરીને બળી રાજાને વચનથી બાંધવાની જરૂર પડી હતી; વળી બભ્રુ-વાહનનું મસ્તક કાપી નાખવાને કેટલા બધા અઘટીત પ્રપંચો કરવા પડયા છે ! બીજાએ સબળ દાખલો આપ્યો.

હાજી ! કાળ બળ અને સૈન્યબળ ઉપર જોવાનું છે પણ એમ કરવાથી આપણને બીજી વખતે ઘણી વિપત્તિ ભોગવવાનો વખત આવશે કારણ કે આપણો જથો છેક થોડો છે કદાચ એમ માનો કે એ દીવસે વેશ પલટાવીને આપણે રાતરે કાપા કાપી ચલાવીશું પણ પછીથી તેનું ભારે લશ્કર બીજી વખતે જ્યારે આવશે ત્યારે આ શરીર ભુમી માતાના ઉચ્છંગમાં શું પડયા વીના રહેવાનું છે કે ! પહેલા

જુવાન આ પ્રમાણે કહીને પોતાના લાલ નેત્રથી તે તરફ તાકીને જોવા લાગ્યો.

હા. એ વાત ખરી છે પણ તેઓનો વિશ્વાસ આપણા ઉપરથી તદન ઉઠી જશે કેમકે કપટ બાજી રચી એવો આરોપ આવ્યા વીના કદી પણ રહેવાનો નથી; બીજા જુવાને આ પ્રમાણે કારણ બતાવ્યું.

અરે મહેરબાન ! પોતેજ દીલીશ થયો નહોતો તે વખતે રાજ્ય મેળવવાના લોભથી પોતાના કાકાને કપટથી મારી નાંખ્યો તે તું શું નથી જાણતો ! તેઓ પોતાનું કાર્ય સાધવાને કપટ જ્યારે કરે છે; ત્યારે તેવા કપટીઓ સાથે આપણે પણ કેમ કપટ ન કરવું ? કેમ ખરૂં કે નહી. ?

અલબત ! એમ કરવુંજ જોઇએ, પણ મીત્ર આ વાત બંધ કરો જુવો જુવો કોઇક ઘોડેસ્વાર આ તરફ આવતો હોય એમ જણાય છે બીજા સ્વારે ઇસારો કર્યો,

હા એ વાત ખરી છે, પણ કોઇ રજપુત હોય એમ જણાય છે. તોપણ આ ગુપ્ત અને માર્મીક હકીકત તો ગમે તે હોય તોપણ બહાર મુકવાને જોખમ ભરેલુ છે.

આ પ્રમાણે તેઓ વાત કરતા બંધ થઇ ગયા, એટલામાં પેલો પ્રાઢ ઉમરનો ઘોડેસ્વાર આવી પહોંચ્યો તેણે પીઠ ઉપર ગેંડાની ઢાલ બાંધી હતી અને જમણા હાથમાં લાંબો ચળકતો ભાલો હતો, તેની કમરમાં પહોળી પટીની લાંબી સમશેર ( તલવાર ) હતી તે કાશ્મીરમાં તૈયાર થયા બાદ સાબરના ચામડાના કમરપટાની લગતી લટકતી રાખી હતી; તેણે ઉમદા વસ્ત્રનું ચોબગલુ અંગરખુ પહેરેલું હતુ અને મેવાડી બાંધણીની બત્તિની પાઘ ધારણ કરેલી હતી તેની ઉમર સરાસરી પાંસઠ વરસની હતી પણ તેનું શરીર ભવ્ય અને કદાવર હતું

તેથી જાણે ચાલીસ વરસની વયનો હોય તેમ જણાતું હતું તેની વિસ્તારવાળી સફેત દાઢી છાતી પ્રદેશને ઢાંકી દેતી હતી, તેની આંબળા-વાળી મુછો ! કાનના અગ્ર ભાગ સુધી પહોંચેલી પવનના લીધે ફરકો મારયાં કરતી હતી તેના નેત્ર ચપળ અને વીશાળ હતા તેથી એમ જણાતું હતું કે તે જે કંઇ કામ ધારતો હોય તેમાં ઘણીજ ધીરજ રાખનારો હોવો જોઇએ અને કાવાદાવામાં કુશળ હોય એમ જણાતું હતું તેની વીશાળ છાતી ધૈર્યતાનું નીશાન જણાવતી હતી આહવા પ્રકારનો સ્વાર પેલા બન્ને જણા અમલના રંગ તરંગમાં મસ્ત થએલા તરૂણ બેઠા છે. ત્યાંજ આવી પહોંચ્યો બાદ અશ્વ ઉપરથી ઉતરીને સરોવરના કીનારે ગયો તેમાંનું સ્વચ્છ મોતીની માફક ચળકતું જળ પીધું અને અશ્વને પણ પાયું પછી એજ વડ વૃક્ષ આગળ થઇને તેણે આગળ ચાલવાને શરૂઆતી કરી એટલામાં પેલા બન્ને તરૂણ રજપુતો પૈકી એક રજપુતે જય એકલંગજીની એમ કહીને તે પ્રાઢ ઉમરના નવીન આવેલા માણસને પોતાના ધર્મનું રહસ્ય સંભળાવ્યું તે સાંભળતાંજ તેણે પણ જય એકલંગજી એમ બોલ્યો તરૂણ જુવાને તે માણસને આગ્રહથી પોતાની પાસે બોલાવીને બીછાવેલા જાજમ ઉપર બેસાર્યો એટલે તે ઘણોજ ઉલટથી તેમની પાસે બેઠો ત્યારપછી બન્ને જુવાને પેલા આવેલા ગ્રહસ્થની મનવાર કરવા લાગ્યા, અમલની પ્યાલીઓ ચળકતી બહાર કાઢી અને ફરીથી કસુંબો કાઢવાની તઇ-યારી કરી જો કે પેલો પ્રૌઢ વયનો માણસ અમલ લેતો ન હતો તોપણ આ વાપને તે કેટલાક કારણથી તે બોલ્યો નહી અને એમજ થવા દીધું તઇયાર થએલા અમલની કટોરી જ્યારે લેવાનો પ્રસંગ આવ્યો ત્યારે તે નવીન આવેલા મુસાફરે પોતાને તે અમલ લેવાની ટેવ નથી એમ જણાવીને પણ તેમનું મન સાચવવાને જરાક લીધું

પછી હોક્કાબાજીની શરૂઆત થવા લાગી, નવીન મુસાફરે આ વખતે પેલા બન્ને જુવાન પછકી એક તરફ નજર કરીને પ્રશ્ન કર્યો કે મહેરબાન ! તમે ચીતોડગઢના રહીશ છતાં ઉમદા કુળના રાજવંશી હો એક જણાય છે. હું તમને જોઇને ઘણો આનંદ થાઉં છું.

તે સાંભળીને અમલના નીશામાં ચકચુર થએલા જુવાને ઉત્તર આપ્યો કે હાજી ! ચીતોડગઢના રાજકુંવરના કાકા ભીમસીંહનો હું સાદુ થાઉં છું અને આ મારી જોડે બેઠા છે તે તેમના ભાણેજ થાય છે.

આટલું સાંભળી નવીન પ્રૌઢ સ્વારે ઉત્તર આપ્યો કે મ્હારો અંદાજ અનુમાન પરમેશ્વરે ખરો કરાવ્યો અને મને તમારી મુલાકાતથી વધારે સંતોષ થાય છે, પણ અફસોસ કે ચીતોડ બહાદુર રજપુત વીરો ઉપર આફત આવી ગુજરી છે એમ મ્હેં સાંભળ્યું છે, તેથી હું ગુજરાત તરફથી કેટલીક બાતમી મેળવવા સારૂ આવ્યો છું. ગુજરાતમાં રત્નતુલ્ય શુરો બહાદુર રાજા કરણઘેલો છે તેનો હું વીશ્વાસુ માણુસ છુ પણ અફસોસ કે કરણરાજાએ મોટી ભુલ કરી છે તે પોતાના પ્રધાન માધવની ગેરહાજરીમાં તે માધવની સાધવી સ્ત્રી ઉપર મોહ પામીને તેને પોતાની કરવાને શતમ જોરી કરી હતી; તે પરીણામમાં માધવનો ભાઇ કેશવ મરાયો અને કેશવની સ્ત્રી ચીતા ખડકીને બળી મુઇ મરતી વખતે તે સાધવી સ્ત્રીએ કરણને શ્રાપ દીધો જ્યારે માધવ પોતાને ઘેર આવ્યો ત્યારે કરણ રાજાના અવીવેકથી જે કંઇ બનાવ બન્યો તે જાણીને ઘણોજ ખેદ પામ્યો કરણથી થએલા અવીવેકને ધીક્કાર આપીને વેર વાળવાને બહાર નીકળી પડયો છે તે માધવ અલ્લાઉદીનને મળી ગયો છે અને ગુજરાતનો છુપો ભેદ બતાવીને કરણ ઉપર ભારે લશ્કર મોકલી તેના રાજની પાયમાલી કરવાને તત્પર થયો છે તે પ્રસંગમાં કેવી જોગવાઇ બને છે ! અને

કેટલુ લસ્કર કયા રસ્તે થઇને પસાર થાય છે ! એ વીગેરે જોવાને માટે હું નીકળી પડયો છું, તમે રજપુત છો તમે અમારૂ ભલુ ઇચ્છનારા એક જાતી માટે અભીમાન રાખનારા છો તેથી આ વાત મેં શંકા રહીત બહાર મુકી છે . હું પરભાર્યો બીજે રસ્તેથી દીલ્હી તરફ જવાનો હતો પણ રસ્તામાં મને એવી ખબર મળી કે અલ્લાઉદ્દીન ભારે લસ્કર સાથે ચીતોડગઢને ઘેરીને બેઠો છે તેથી ઘણા વીચારમાં ગર્ક થઇ ગએલો આ તરફ આવ્યો છું આ વખતે હું તમને જોઇને ઘણો ખુશી થયો છું અને તે અલાઉદીન અહીંઆ કયાં સુધી રહેવાનો છે ! અથવા તો લડાઇ કરવાને શરૂઆતી છે કે તમોએ તેમની સાથે સંધી કરી છે ! એ વાત સેજસાજ જાણુવાની ઇચ્છાથી આ તરફ આવ્યો છુ આ પ્રમાણે પેલા પ્રૌઢ વય વાળા નવીન સ્વારે હકીકત મુકી.

આ વખતે પેલા બન્ને તરૂણ જુવાન હતા તે પઇકી એક જુવાને પેલા નવીન સ્વારના શરીર ઉપર અને તેના નેત્ર ઉપર ઘણી વાર દ્રષ્ટિ ફેરવી કહેવા લાગ્યો કે લડાઇનો પ્રસંગ હતો પણ હવે લડાઇ થાય એમ લાગતું નથી ઘણા ભાગે સધી થઇ ગઇ છે અને બે ત્રણ દીવસમાં તે અત્રેથી ઉપડી જવાના છે તથાપી અહીંથી કયાં જશે ! એ બાબત અમે કહી શકતા નથી.

બહુજ સારૂ થયુ કે કોઇ પણ રીતથી સંધી થઇ ગઇ નથી તથાપી દંત વાયકા કોઇ એવી અજબ ફેલાઇ ગઇ છે કે તે સાંભળીને મારૂ હૃદય છેક અધીરૂ બની ગયુ છે પણ તે ફેલાતી વાત તમારી આગળ મુકવાને મારૂ મન થતું નથી ( ખરો રહસ્ય જાણુવાને આ પ્રમાણે પેલા નવીન સ્વારે હકીકત ગોઠવી કાઢી. )

જયારે તમેજ એ વાત નજ કહો ત્યારે બીજુ કોણુ કહેશે. !

મારા સમ, તમે તે વાત કહેવામાં ભેદ જરાએ રાખશો નહી બીજી જગોએ કેવી અફવા ચાલી રહી છે ? આશ્ચર્ય પામીને તરૂણ જુવાને પ્રશ્ન કર્યો.

ખેર એ વાત કહેવામાં કદાચ હુંજ ભુલ કરતો હોઇશ કેમકે સીસોદીયા રજપુતોના કુળમાં કદી પણ એમ બન્યુ નથી કદાચ કોઇ દુસ્મનોએ એવી અફવા ચલાવી હોય એમ હું તો માનું છું માટે તેવી વાત કરવાને મારી હિમત ચાલતી નથી (તરૂણ રજપુતોના મનની વાત જાણવાને નવીન સ્વારે આ પ્રમાણે બાજી રચી.)

જે ભીમસીંહનો સાદુ હતો તે તરૂણ રજપુતે પેલા નવીન સ્વારનો હાથ પકડીને કહ્યું કે મારા મહેરબાન ! અફવાથી ફેલાઇ ગએલી વાત કહેવાનો તમારો કંઇજ દોષ નથી માટે કૃપા કરીને કહેશો તો તમારો ઉપકાર માનીશ, નવીન સ્વારે પેલા તરૂણના કાન આગળ આગળ મુખ રાખીને કહ્યું કે આ જગો જો કે એકાન્તની છે તો પણ વાડય સાંભળે માટે તમને હું કાનમાં કહું છું કે અલાઉદીને ભીમસીંહની પ્રિય રાણીને ભેટવાની માગણી કરી છે અને તેમ થવાને ભીમસીંહે કાંઇપણ હરકત માન્યા વગર સ્વીકારી છે કેમ ખરૂ છે કે નહી.

આ ગુપ્ત હકીકત સાંભળતાંજ પેલો તરૂણ યોદ્ધો ચમકી ઉઠયો અને તે સાથે તેના મુખ ઉપરનું નુર ફીકુ પડી ગયું. તે થતાંજ ઘણા ઉંડા વીચારમાં પડી જવા સાથે કહેવા લાગ્યો કે ! શું શીશોદીયા કુળને કલંક લગાડનારા મુર્ખ માણસો આહાવી વાતો ફેલાવીનેજ સંતોષ માને છે કે ?

તે તો ગમે તેમ હોય પણ મારા તો ફકત કાન ગુનેહગાર છે. કદાચ આ વાત કરવામાં બે અદબી થઇ હોય તો માફ માગુ છું. પણ ઘણા ભાગે આ વાત ખરી હોવી જોઇએ એમ એક લાયક

અને સભ્ય માણસના મોઢેથી સાંભળવામાં આવ્યાથી માનવા જેવું છે તેથી જો કે એમ હોય તો એના જેવું લાંછન બીજુ કદાચ તમારા જાણવામાં ન હોય એ વાસ્તવીક છે; મારા સાંભળવા પ્રમાણે ભીમસીંહ યુદ્ધ કરવાને કાયર છે તેથી એ વાત સ્વીકારી હશે એવો અનુમાન થાય છે. કહેવતમાં કહ્યું છે કે ભોંયરામાં નાગા થઇને નાચે તો પણ તે વાત બહાર પડયા શીવાય રેહેતી નથી. પેલા નવીન મુસાફરે યુકિતની વાત કરી;

હા, અજાણ્યુ તો રહે નહી. વળી તમારા હૃદયમાં જાત્યાભીમાનનો ફાંકો પ્રબળ છે અને તેટલાજ માટે આ વાત ખાણુખાં કાઢી હોય એમ જણાય છે: કદાચ આ વાત અંદરખાને સાચી પણ હોય એવો સંભવ છે કેમકે અલાઉદીને પોતાના લશકરનો મોટો જથો બીજે કંઇ મોકલ્યો છે. અને થોડાજ માણસોથી અહીં મીજબાન તરીકે રહેલો છે, તેથી કોઇ પ્રકારની છુટી રીતની સ.ધી થઇ હોય એમ સંભવે છે; તરૂણ રજપુતે મુખ્ય વાત દબાવીને ઉપર ઉપરથી આ પ્રમાણે ખુલાસો આપ્યો.

ત્યારે તો જે લોકોમાં વાત ફેલાઈ છે તે વાત ખરીજ હોવી જોઇએ. અને કોઇના જાણવામાં ન આવે એવી રીતે ભીમસીંહ પોતાની રાણીને તેના તરફ મોકલે તો તેણે રજપુતનો ધર્મ ત્યાગ્યો એમ કેમ ન કહેવાય! એમ થાય તો એના જેવું બીજું અપ્રતિષ્ટિત બતાવનારૂં બીજું કયું કલંક છે જો કે હું બીજા કામની ખટપટ મારા જાણવામાં આવ્યા છતાં હું રજપુતનો ફાંકો રાખીને અહીયાજ આવ્યો છું નવીન સ્વારે ઉત્તર આપ્યો.—

વાહ વાહ શાબાશ મિત્ર! પણ તમને ખાત્રી છે કે શીશોદીયા રજપુતો એમ કરે! મીત્ર આકાશના અહ ગણો કદાચ પોતાની ગતી

કાળે કરીને બદલશે પણ ચીતોડી રજપુતો પોતાનું ક્ષત્રીવટ કદી પણ ચુકનાર નથી એમ તમે નકકી સમજજો તરૂણે તે કુલાભીમાની છે એમ જાણી ઉત્તર આપ્યો.

ત્યારે તો મને ઘણો સંતોષ થાય છે. પણ જ્યારે સમય આવે ત્યારે તક સાધી લેવી એ મુખ્ય કામ છે, જ્યારે અલાઉદ્દીને પોતાની છાવણીમાંથી લશ્કર ઉઠાવીને બીજે કંઇ મોકલ્યુ છે ત્યારે તમે શા માટે ઉંઘો છો ! શત્રુનું હૃદય જ્યારે કપટથી ભરેલુ હોય જ્યારે લાગ સાધવાને ચુકતો ન હોય તથા જ્યારે ક્ષત્રીઓને પાયમાલ કરવાને તેણે ઉંચો હાથ કર્યો છે ત્યારે તેને અત્યારે ખરે ખરી શીક્ષા આપવા ધારો તો જે લાગ તમને અત્યારે મળ્યો છે એવો કદી પણ મળશે નહી પ્રીય મીત્ર ! તમે બહાદુર રજપુતોએ મ્યાનમાં સમશેર શા માટે રહેવા દીધી છે ! અરે હાય ! આહાવો લાગ જો કે કરણ ઘેલાને મલ્યો હોત તો જડ મુળમાંથી ઉખેડી નાખવાને કદી પણ ચુકે નહી કારણ કે કરણના હૃદયનો ખરેખરો હુંજ ભેદુ માણુસ છું આ પ્રમાણે નવીન ઘોડેસ્વારે પોતાનો દીલાસો બાહેર પાડયો.

બન્ને જુવાન રજપુતો તે નવીન સ્વારના તરફ ઘણી વાર દ્રષ્ટિ કરી અને કહેવા લાગ્યા કે તમે ચીતોડગઢમાં આવવા ધારો છો કે ! સ્વાર્થ નથી ! સ્વારે કહ્યું કે હા આવીશ ખરો, અને હું મારો અભિપ્રાય આવી પ્રકારનો બતાવીશ પણ અત્યારે અહીંથી નજીક ગામ મુરાર પરામાં મારા મીત્રને ત્યાં જવા ધારૂં છું ત્યાં જઇને હું ચીતોડમાં આવીશ વળી મારા કહેવા પ્રમાણે તક સાધવાને ભીમસીંહ તઇયાર થતા હોય તો તેમાં સામેલ થવાને હું પણ ઇચ્છા રાખું છું.

શાબાશ મીત્ર ! તમે પણ કુલાભીમાની અને રાજવટ ધર્મને

સંભાળનાર પુરા દરદી છો હવે અમને પક્કી ખાત્રી થાય છે કે તમે સ્વદેશનું ભલુ ઇચ્છનાર અને આવા કામમાં પક્કી રીતે મદદગાર છો, માટે કહું છું કે પરમ દીવસની રાત્રે, એજ છાવણીમાં રજપુતો પોતાની તલવારને રૂધીરની પાન કરાવશે. અને એજ રાતરે છાપો મારીને જેમ ઘાસ કાપવામાં આવે છે તેમ તેઓને કાપવામાં આવશે મ્હેં તમને કહ્યું છે કે મેવાડ પ્રદેશનો રાણો યાને તેની વસ્તી કદીપણ શત્રુને આધીન થનાર નથી. જેવી રીતે મંકોડો બચકુ ભરે છે—કમ-રમાંથી તુટે છે તોપણ પોતાનો નિશ્ચય આગ્રહનો ત્યાગ કરતો નથી તેમ અમે કદી પણ પરતંત્રતા ભોગવનારા નથી અને મેવાડ રાજ્ય કુલાભિમાનને તજનાર નથી તરૂણ રજપુતોએ નેત્રની ભ્રકુટિ ચઢાવીને આ પ્રમાણે નીચો વળીને અને પોતાનો જમણો હાથ ઉંચો કરીને તે પૈકી એક તરૂણના હાથમાં તાળી આપી અને ઘણોજ ખુશખુશાલીના ચેહેરાથી નવિન સ્વાર કહેવા લાગ્યો કે—મ્હારા પ્યારા મિત્રો ! તમને સાબાશી ઘટે છે. અને એજ દિવસની રાત્રે મારા અંગ ભેટી કેટલાક માણસો લઇને એજ છાવણીમાં કાપાકુપી કરવામાં જરૂર સામલ થઇશ. હવે સુર્ય અસ્ત થવા આવ્યો છે માટે હું મુરારપરમાં ચાલ્યો જાઉં છું અને પરમેશ્વરની કૃપાથી હું તેજ રાત્રીયે તમારી સાથે હાથ મિલાવીશ રામ રામ. રામ રામ. જય એક લંગનાથની આ પ્રમાણે કહીને અને ઘોડા ઉપર બેસીને તે પ્રૌઢ વયનો સ્વાર જોત જોતામાં ચાલ્યો ગયો; તેના ગયા પછી આ તરફ બન્નો તરૂણ સ્વાર કેટલીક વખત સુધી બેઠા બેઠા વિચાર કરવા લાગ્યો હતો. થોડીકવાર થઇ એટલે એજ સ્વાર પાછો એજ જગોએ આવીને કહેવા લાગ્યો કે મ્હારા મેહેરબાન તમે બન્ને મારી પાસે આવો તો હું તમને ખાનગી સલાહની એક વાત કહેવાની છે તે કહી દઉં અને પાછો ચાલ્યો જાઉં. આટલુ

સાંભળીને તે બન્ને તરૂણ જુવાનો પાથરેલા જાજમ ઉપર પોતાના તમામ હથીયારો સેજસાજ મુકીને છુટા હાથે તેની વાત સાંભળવાને તે પ્રૌઢ વયના ઘોડેસ્વાર પાસે જઇને ઉભા રહ્યા એટલામાં પચીસ પયદલ પીંઢાણ લોકો એવી ખુબીથી તે બન્નેને પકડી લીધા અને રસીથી બાંધ્યા કે તેમાંથી છટકવાનો પ્રસંગ મળ્યો નહી. આ પ્રકારે તે બન્નેને દગલબાજીથી કેદ કરીને જંગલમાં અગમ્ય રસ્તાની ઝાડીમાં ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૬ ઠું.



## સૈન્યાધિપતી હેદર.

પેલા બન્ને તરૂણ રજપુતો કોણ હતા ? તે તો પાછલા પ્રકરણમાં મેં જણાવ્યું છે. પણ તે બન્નો રજપુતની પાસે અનાયસ આવનાર પેલો પ્રૌઢ વયનો મેવાડી રજપુતનો લીબાશ પહેરીને કોણ આવ્યો હતો તે માણસને મારા વાચક મિત્રો હજુ ઓળખી શકયા નથી

જે વખતે અલ્લાઉદીને પોતાની છાવણીમાંના ત્રણ સેનાપતિને બોલાવ્યા હતા. તે પૈકી એકને પંજાબ ભણી આવનાર મુગલ લોકોના સામે યુદ્ધ કરવાને હુકમ આપ્યો હતો અને તે હુકમને તાબે થયેલો કેટલોક લશ્કરનો ભાગ લઇને પ્રાતઃ કાળ પહેલાં ચાલ્યો ગયો હતો. તાબડતોબ બીજો જે કે હેદર નામનો સેનાપતિ હતો, તેને ગુજરાત પ્રદેશ તરફ કરણઘેલાને શાશત કરવા અને તેને પાયમાલી ઉપર લાવવાનો હુકમ આપ્યો હતો. તે હુકમ ઘણોજ સખ્ત અને તાકીદનો હતો. તો પણ નીમકહલાલ હેદરે જે જે અનુભવિ વચનો અલ્લાઉદીનને કહ્યાં હતાં તે વચન ઉપર અલ્લાઉદીને લક્ષ આપ્યું ન હતું તેથી તેમાં

આખરે પરિણામ ઠીક નથી એમ હેદરને લાગ્યું હતું; યદ્યપિ આ અહી સ્વભાવના પાદશાહનો હુકમ માથે ચઢાવ્યા વિના તેનો છુટકો નહોતો. તેથી તે પણ લશ્કરનો ઘણો ખરો ભાગ લઇને પ્રાતઃકાળ પહેલાં કુચ કરીને ત્યાંથી નીકળી ચુકયો હતો પણ તે નીમકહલાલ હેદરે ઘણીજ ઘટ ઝાડીમાં પોતાના લશ્કરને એવી યુક્તિથી રાખ્યું હતું કે કોઇને એકો એક ખબર પડી શકે તેમ નહતું પરંતુ અલ્લાઉદીનનું રક્ષણ કરવા સારૂ છાવણીમાં રહેલો સેન્યાપતિ મુજફ્ફરને હેદરે પોતાનો ચોક્કસ વિચાર જણાવ્યો હતો, તેથી તે મુજફ્ફર ચંદી વીગેરે ખોરાક માટે જોઇતાં સાધનો યુક્તિથી હેદર ભણી મોકલી દેતો હતો; કારણ કે વિપત સમયે જય મેળવવામાં મુજફ્ફરને હેદર ઘણો ઉપયોગી હતો તેમજ હેદરના દિર્ઘ વિચાર મુજફ્ફરને પુર્ણ રીતે યોગ્ય લાગતા હતા; આ પ્રમાણે છુપી જગોમાં રહેલો હેદર તેવા ગુપ્ત સ્થળમાં બેશી રહેતો નહોતો પણ વેશ બદલીને અને ઘોડેસ્વાર થઇને બાહેર નીકળી પડતો હતો જેમાં મેવાડી રજપુતો નીકળવામાં ન આવે તે પ્રમાણે તે હેદર કેટલાકને મલતો હતો યદ્યપી ચિતોડ રાજ દરબારમાં થતી ખટપટનું મુળ રહસ્ય તેના જાણવામાં આવી શક્યુ નહોતું તો પણ તે હેદર પોતાનો યુક્તીવાળો ક્રમ જારી રાખ્યો હતો. સરોવરના કીનારા ઉપર વડના ઝાડ નીચે જે તરૂણ યોદ્ધાઓ બેઠા હતા તે જગોએ મેવાડી લેબાશથી હેદર જઇ પોહોચ્યો હતો, જેમાં ! કેવળ રજપુત વીર પુરૂષોનો હિતચિંતક થયો હતો: પોતેજ રજપુત બનિ ગયો હતો: અને કરણઘેલાનુ ભલુ ઇચ્છનાર અને અલ્લાઉદીનના લશ્કરનું અને તેનું અહિત ઇચ્છનાર બનેલો હતો તે વાત પાછલા પ્રકરણમાં આવી ગયેલી છે. જેમાં તે પ્રોઢવયના કર્તુરિમ રજપુત લીબાશ વાળા હેદરનુ વચન વિશ્વાસ પાત્ર ગણીને તે રજપુત રાજદ્વારીને

ખટપટનો છુપો ભેદ બનાવી દીધો હતો; અને તે ભેદ જાણ્યા પછી હૈદરે પોતાના તર્કથી ઉઠાવેલી શંકાને મજબુતી મળી છે એમ પુરી રીતે જાણ્યું હતું. અને તે જાણ્યા બાદ હવે કેમ કરવું! તેના માટે તેણે તરતજ ગોઠવણી કરી દીધી હતી; તે જે જે વખતે ફરવા નીકળી પડતો હતો તે વખતે પોતાનાથી કેટલેક દુર અને નજીક ખબર પડે નહી તેવી રીતે પાંચ પચીસ પયદલ સીપાહીયો રાખતો હતો, આ વખતે પેલા તરૂણ રજપુતોને કબજે કરવા એમ તેને યોગ્ય લાગ્યું હતું કારણ કે કદાચ તેઓ ચિતોડમાં જઇને આ જગોએ થયેલી વાતચિતની વાત જ્યારે છોડી દે ત્યારે તેમાંથી કદાચ વિચિત્ર અંદેશાઓ બાહેર પડે ત્યારે ભલાઇ રીતે જુદીજ ગોઠવણી ઘડવાને તેઓને તક મળી શકે; જ્યારે તેમ થાય ત્યારે ગોઠવેલી ગોઠવણમાં વિઘ્ન આવ્યા વિના રહેજ નહી. એવો નિશ્ચય કરીને તે હૈદર પેલા બન્નેને યુક્તિથી કેદ કરીને પોતાની છુપી છાવણીમાં ચાલ્યો ગયો હતો; છુપી વાતનો ભેદ જ્યારે હૈદરને મળ્યો ત્યારે તેને ખાત્રી થઇ ગઇ કે હવે કતલની રાત્રીને માટે માત્ર બેજ દીવસ રહ્યા છે એટલે પરમ દિવસની રાત્રે આપણે ચોક્કસ રીતે સાવધ રહેવાની જરૂર છે એમ સમજીને તેણે પોતાના લશ્કરમાં પોતાના હાથ નીચેના ભરૂસાના યોદ્ધાને તે દીવસની રાત્રે આ ઘટ્ટ ઝાડીમાંથી લશ્કરની કેવી ગોઠવણ કરવી છે અને ક્યાં જઇને ઠરવું છે! તેના માટે સમજાવી રાખ્યું હતું, અને પેલા વડના વૃક્ષ નીચે તે તરુણ રજપુતોના બન્ને ઘોડા અને તેઓના આ યુધ્ધના સવળાં પોતાની છુંપી છાવણીમાં આણી મુકયાં હતાં કે આ ગોઠવણનો લેશ પણ પાર બીજુ કોઇ જાણી શકે નહી.

---

# પ્રકરણ ૭ મું.



## ચીતોડગઢમાં મધુકાન્તાને થએલી ફીકર
## —અને હરીફ પોપટથી મળેલો સંદેસો—

પોતાનો પ્યારો સરદાર ઘણી વખતથી બાહેર ફરવા નીકળી પડેલો યોદ્ધ ગંભીરમલ્લ હજુ સુધી કેમ આવી શક્યો નથી ! રાત્રીના અગીયાર વાગી ગયા તોપણ ક્યાં ગયા હશે ! અને શું થયું હશે ! શું આફત આવી પડી હશે! મારાથી ક્ષણભર પણ દુર નહીં રહેનારા છતાં અત્યાર સુધી ક્યાં ગયા હશે ! આ પ્રમાણે અનેક વીચારમાં ગુંથાયલી મધુકાંન્તા વિકળ થયેલી હતી; ચીતોડના ભીમસીંહે પોતાની રાજધાનીમાં જે શૃગારેલો આવાસ રહેવાને માટે આપ્યો હતો તે અવાસના ઝરોખામાં કૃષ્ણપક્ષની ત્રયોદશીના અંધારામા ગાલ ઉપર હાથ મુકીને પીર્વ દીશા તરફ નીચાણ પ્રદેશ ઉપર દ્રષ્ટી કરતી બેસી રહેલી હતી. ઘણે દુરથી અલ્લાઉદીનની છાવણીમાં ફાનસોમાં દીપકોના પ્રકાશ માત્ર જણાતા હતા. અને સ્વચ્છ આકાશમાં તારાઓની પ્રકાશવાળી ગતી આ વખતે તેણીને વીચીત્ર દેખાતી હતી પરમરોજની રાત્રે જે ગોઠવણ થઇ છે તે ગોઠવણમાં ગુંથાયલી છતાં અત્યારે જે ધુચવાડો પોતાના પ્રાણપતીની ગેરહાજરી માટે થયો છે તે કાંઇ થોડો નહીતો તે છેક અધીરી બની ગયેલી ભયંકર વાઘના ભયથી ચારે બાજુ જોયા કરતી હતી: તેણીના હૃદયમાં અજંપનો પવન ભરાઇ ગયો હતો આ વખતે અગીયાર વાગ્યાનો સમય થયો હતો તોપણ ચીતોડગઢમાં રજપુત શુરાઓ નીવૃતીથી ઉંઘતા નહોતા; દરેકના અવાસની મેડીમાં દીપકનો પ્રકાશ જણાતો હતો અને જાણે જાગ્રત હોય તેવી ચીલચાલ થઇ રહેલી હતી; તેજ પ્રમાણે રાજમહેલમાં પણ આટલી રાત્રીએ

ભીમસીંહના મેડા ઉપર કાંઇ ખટપટ ચાલી રહેલી હોય એમ મધુ કાન્તાના જોવામાં આવતું હતું; આ વખતે નજીકમાં રાજમહેલના રાણીવાસમાં મધુકાન્તા ભીમસંહની રાણી પાસે જઇ પોહોચી અત્યાર સુધી પોતાનો સ્વામી નથી આવ્યો તે વીષેની ચીંતા નીવેદન કરી; તે હકીકત સાંભળતાંજ ચંપાબાઇને પણ ફીકર થઇ હાલના મામલામાં ગંભ.રમલ ધ્રુમ થઇ જાય અગર તેમને અલાઉદીનના લશ્કર પૈકી કોઇએ હરકત કરી હોય એવો સંભવ નથી એવી કલ્પના ચંપાબાઇએ કરી તથાપી તે બાબત ચીતોડગઢમાં ઘેર ઘેર એજ વખતે તપાસ કરાવ્યો છતાં તે બાબત કાંઇજ પત્તો લાગ્યો નહી, પણ ગંભીરમલ સાથે ધીર- સીંહ નામનો સરદાર ગએલો પાછો અત્રે આવ્યોજ નથી એટલું જણાઇ આવ્યું છેવટ એજ નીશ્ચય થયો કે કદાચ પરમદીવસના સંકેત માટે ખટપટમાં ગમે ત્યાં ડુંગરાઓમાં કોઇ પણ ગોઠવણ માટે રોકાયા હોવા જોઇએ એવો નીશ્ચય કરવામાં આવ્યો અને આ પ્રમાણે નીશ્ચય ઉપર આવવામાં સાડાબાર વાગ્યાનો સમય થયો, પણ મધુકાન્તાનું મન એક પણ રસ્તા ઉપર ચોક્કસ ઠરયું નહી; તે મધુકાન્તા રાણી વાસમાંથી પોતાના આવાસમાં આવી પહોચી પછી પલંગમાં પડી પડી ઘણા વીચાર કરવા લાગી; એમ કરતા કરતા પાછલી રાત્રીના ચાર વાગ્યાનો વખત થયો જેમાં વીચારનો પણ પાર આવ્યો નહી તેમ ગંભીરમલ પણ આવી શકયો નહી જેમ જેમ લખત વ્યતીત થવા લાગ્યો તેમ તેમ મધુકાન્તાના હૃદયમાં અનીષ્ટ વીચાર ઉત્પન્ન થવા લગ્યા: યદ્યાપી નીર્ણય વીના કયાં પગ મુકવો ! કયાં જવું ! પરમ દીવશ- ની રાત્રીને તો સારી પેઠે સંભાળવાની છે; પછી કેમ કરવું ! આમ વલોપાત કરતી લાવવા સાહસીક હીમ્મત પકડી પોતાની પાસે જે પાંજરૂં હતું તેમાં જે પોપટ રાખ્યો હતો તે ઘણોજ કીમ્મતી હતો.

તેને એવી સંજ્ઞા સીખવી હતી કે તે સંજ્ઞા મુજબ ચોક્કસ કામ બજાવી પોતાના માયાળુ ધણી પાસે આવીને હાજર થતો હતો આ વખતે એક ચીઠી થોડાજ મતલબની લખી અને તે ચીઠીમાં સીસાની ટુકી શળી અને ટુકડો કોરો કાગળ મુકી દીધો; એ સઘળુ તેની કોટે બાંધીને તેને એવી સંજ્ઞા બતાવી કે જ્યાં ગંભીરમલ હોય ત્યાં શોધ કરીને અને હોયતો તેને મળીને પાછી ખબર લાવે ફક્ત જે સ્થીતીમાં મોકલેલો તેવોને તેવો પાછો આવે ત્યારે તેનો પત્તો ઘણુંજ મુઝાવા લાગી એટલામાં તેણીને અનાયાસ ધીરજ આવી ગઇ અને પોતાના ભવિષ્ય માટે બીજો પ્રયોગ મનથી એમ સ્વભીવીક સમજાય તેમ હતુ તેથી નવા ચાલાક પોપટને ગળે ઉપર બતાવ્યા પ્રમાણે કરીને પાંજ-રામાંથી રાત્રીના વખતે ઉડાડી મુકયો આ વખતે પ્રાતઃકાળ થવાની શરૂઆત હતી એટલે પુર્વ દીશાએ ભાનુ દેવતા પૃથ્વિની કક્ષાની મર્યાદા ભેદીને બાહેર નીકળવાની તૈયારીમાં હતા તેથી છેક ધવલ વર્ણનો પ્રકાશ પ્રસરાઇ ગયો હતો, કાગડાનાં ટોળે ટોળા પુર્વ દીશા ભણીના પ્રકાશ તરફ વળતાં હતાં એજ વખતે મધુકાન્તાનો પોપટ ઘણા વેગથી છુટેલો એક ઉંચા શીખ્ખર ઉપર ચઢીને ચારે બાજુ જોવા લાગ્યો અને ત્યાંથી એક ક્ષણ માત્રમાં અલ્લાઉદ્દીનની છાવણીમાં જઇ પહો-ચ્યો દરેક જગોએ ફરતો ફરતો ત્યાંથી પાછો ફર્યો અને જંગલમાં પ્રવેશ કરતો આકાશમાં ગમન કરવા લાગ્યો સરાસરી ચાર કોસ દુર એક ડુંગર નજીકની ઘટ્ટઝાડીમાં તાડવૃક્ષ ઉપર થોડીકવાર બેઠો તેને છુપી વસ્તી માલુમ પડવાથી તે તરફ જઇ પોહોચ્યો, વખતે ચાર પાંચ અફધાન પાયદલ એક ટેકરી ઉપર બેઠેલા હતા. અને તે ટેકરીના છેક નીચાંણમાં ગંભીરમલ મળશુદ્ધિ (ઝાડે ફરવા સારૂ) કરવા બેઠો હતો તેવીજ જગોએ આ પોપટ તેના સન્મુખ બેઠો પોપટને જોતાંજ પોતાનો

પોપટ છે એમ ગંભીરમલને ખાત્રી થઇ. બને તેટલી ઉતાવળથી તથા પેલા અફઘાન પાયદલ જાણે નહી તેવી રીતે પોપટના ગળામાંથી ચીઠી કાઢી લઇને વાચી લીધી અને તે સાથે સીસાની કુંજી સળી તથા કોરા કાગળની ચીઠી હતી તે હુ કયાં છુ ! અને મને કોણે પકડયો છે ! તથા હું આજે કેદ છું. એટલીજ હકીકત લખીને પોપટની ચાંચમાં આપી દીધી. પોપટને પોતાના હાથની ચપટી બજાવ્યાની સંજ્ઞા કરી એટલે તે ત્યાંથી સત્વરથી આકાશમાર્ગે ચાલ્યો; આટલું બનતાં સુધીમાં એક પયદલ અફઘાને થોડોક દેખાવ જોઇ લીધો. જેમાં તેને સ્વાભાવીક વ્હેમ આવ્યો કે પેલો પોપટ આવ્યો હતો તેની ચાંચમાં શું આપ્યું ! અને તે કયાં ગયો ! આપ્રમાણે વીસ્મય પામેલો અફઘાન ત્યાં ઉભોજ રહ્યો હતો. મગશુદ્ધ કરીને છુપી છાવણીમાં પેલા અફઘાન સાથે ગંભીરમલ ચાલ્યો ગયો. આ તરફ પ્રાતઃકાળના આઠ વાગ્યાની શરૂઆતમાં મધુકાન્તા પાસે પોપટ આવી પહોચ્યો; પોપટની ચાંચમાં છુટો કાગળ જોઇને શંકા પામતી અને અધીરીઅની ગએલીએ તુરતજ વાંચ્યો. વાંચતા સાથે તેણીના શરીર ઉપરનાં રોમ ખડાં થઇ ગયાં, વળી તે સાથે આવતી કાલની રાત્રીએ જે ગોઠવણ કરવામાં આવીછે તે ગોઠવણમાં ભારે મુસીબત ભોગવવાનો પ્રચંડ આવશે તેવો અનુમાન કરવા લાગી. વળી એજ ઘટઝાડીમાં ઘણાં માણસોની સંખ્યા કયા ધોરણથી છુપી રહેલી છે તેનો મ.સ ચીતોડનો રાજકારભાર ચલાવનાર રાણો કાંઇ જાણી શકયો નથી, જે વાદળા ખસેડવાની પેરવી કરવામાં આવી હતી તે જેમ નરેલુ. વાદળ છુપી રીતે હજુ છાતી ઉપર તૈયારજ જણાય છે. વળી જેમાં આપણા ભોળા રજપુતો કાપાકાપીમાં ખલાદ થયા વીના રહેનાર નથી તેમજ ચીતોડની મેવાડી રજપુતાણીયે ઉપર કેવો વખત

આવી પડવાનો છે તેના માટે કલ્પના માત્ર ભયંકર સ્વરૂપને બતાવે તેવી થઇ પડી છે, માટે હવે કેમ કરવું ! એક તરફ અલ્લાઉદ્દીન ચંપાબાઇને મળવા આતુર થઇ રહેલો છે અને બીજી તરફ તેના છુપા કાવતરાનો ભેદ કોઇ જુદીજ પ્રકારનો જણાય છે. આ પ્રમાણે વીચાર કરતી મધુકાન્તાએ તુરતજ લોખંડી ટોપ પોતાના મસ્તક ઉપર ગોઠવી દીધો. અને શરીર ઉપર કવચ ધારણ કરી લીધું; એટલે મર્દનો પોશાક ધારણ કરીને જનાનખાનાના માર્ગે થઇ ચંપા રાણીની મુલાકાત લીધી આ વખતે ભીમસીંહ રાણીની પાસે બેઠેલાજ હતા તે સાથે દીલીશ્વર ભણી મીજબાની ખાતર સરસામાન મોકલવાની સગવડ ચાલી રહેલી હતી, તે વખત મધુકાન્તાએ પ્રવેશ કર્યો અને તેને જોતાંજ તુરત ભીમસીંહ એકદમ ચમકી ઉઠયો અને એકાએક આભાસ થયો કે પરવાનગી વીનાં અસ્ત્રશસ્ત્ર ધારણ કરીને જનાનખાનામાં આવનાર કયો માણુસ હોવો જોઇએ ! પણ થોડાક વખતમાં તેને પ્રતિત થઇ ગઇ કે આતો માહારી શાળી મધુકાન્તા છે. ઓળખ્યા છતાં મર્દ પોશાક શા માટે ધારણ કર્યો છે ! એ જાણવાને આતુર થએલા ભીમસિંહ અને ચંપા એમ બન્ને ત્યાંથી ઉઠીને બીજા ઓરડામાં ચાલ્યા ગયા. એ જગોએ મધુકાન્તાએ બન્ને જણને છુપો ભેદ કહી દીધો; જેમાં આવતી કાલે રાત્રી સમયના ઉદ્યોગ ઉપર આફતરૂપી ઘેરાયલું બળવાન વાદળ છાતી ઉપર છુપી રીત રહેલુ છે. એમ જણાયું. મધુકાન્તાની બહાદુરી ! અને તેના સમયસુચકતા ઉપર નજર કરી ભીમસિંહે તેના પાસેથી વિશેષ યુક્તિ જાણવાને આરતવાન નેત્રો જણાવ્યા; તે ઘણી વાર સુધી રહ્યો અને સ્તબ્ધ બનિ ગયો ત્યાર બાદ વિચાર કરીને ભીમસિંહ કહેવા લાગ્યો કે—રજપુત વિરાંગનામાં શિરોમણી રૂપ ‘ મધુકાન્તા ’ તમારૂં કહેવું ઘણુંજ ઉપયોગનું થઇ

પડયું. અને ધારેલા કામમાં ભયંકર અને ત્રાસજનક વિઘ્ન આવ્યા સિવાય રેહેવાનું નથી માટે હવે તો કોઇ ઉત્તમ ઉપાય શોધી કાઢવાની જરૂરજ છે

મધુકાન્તાએ એજ વખતે ભીમસીંહના કાન આગળ મુખ રાખીને પોતાની યુક્તિ કહી સંભળાવી,–સાંભળતાંજ ભીમસીંહ ઉમંગથી નાચવા લાગી ગયાં અને મધુકાન્તાની કેડે ચાર સ્વાર મદદગાર તરીકે આપીને મધુકાન્તાની આજ્ઞા પ્રમાણે વર્તવાને હુકમ કીધો. આ વખતે પ્રાત કાળમાં આઠ ઘટિકા દીવશ હતો, સૂર્ય પુર્વ બાજુએ ઉદય થએલો પ્રખર પ્રખર તાપ ને માટે પોતાનો જોશ બતાવતો અપાવ હતો. તે વખતે ચાર સ્વાર સાથે તરૂણ યોદ્ધ ( કે જે મધુ છે તેને એવી રીતે ઉપમા આપીને ) સત્વરથી ઘોડાંને ગતિ આપી રસ્તો કાપવા લાગ્યા ચાર કલાકમાં પંદર કોસ મજલ કરીને આરાવલી ડુંગરાઓની શાખામાં તે તાબાના એક ભીલ લોકોની વસ્તીવાળા ગામમાં ઉતારો કર્યો.' ભીલ લોકો ચીતોડના રાણાને અને ગાદીને પરમેશ્વર તુલ્ય દ્રઢ આસતાથી માનતા હતા; ચિતોડ દરબારમાંથી આવેલા સરદારોને જોઇને તે ગામના કેટલાક ભીલ લોકો સારવાર કરવાને અને શેવકાઇ ઉઠાવવાને હાજર થઇ રહ્યા; અને તેઓએ પોતાની નાની નાની ઝુપડીયોમાં તેમને ઉતારો આપ્યો, પછી તે ગામનો આગેવાન મુખી ઠાકરડો હાથ જોડીને કહેવા લાગ્યો કે મહારાજ! મહારૂં એટલું બધું ધન ભાગ્ય ક્યાંથી હોય કે આપ સરદાર સાહેબ મારે આંગણે પધારો! આ પ્રમાણે કહીને તણે પોતાનો નિખાલસ પ્રેમ તથા રાજ્ય ભક્તિના ચિન્હ બતાવ્યા; તે જોઇને; ચિતોડઘઢથી આવેલા ચાર સરદારો પૈકી એક તરૂણ સરદારે તે ઠાકરડાને એકાન્તમાં બોલાવીને પોતાનો ચોકસ વિચાર કહી દીધો. તે સાંભળીને, તે ઠાકરડો કે જેનું નામ કદમખાં હતું તે

કદમે સરદારના બન્ને પગમાં પોતાનું મસ્તક ઝુકાવ્યું અને કહેવા લાગ્યો કે અન્નદાતા! આ શરીર અને આ માથું તો ચીતોડના રાણાને આલેલું છે અને જ્યારે અમારા ધણીને માથે આફત આવે ત્યારે અમારે જીવીને શું કામ છે! એટલા માટે કંઇ ફીકર રાખશો નહિ. મારા અન્ન દાતાર! (ફરીથી પગમાં માથું મુકીને) આ બધુ શરીર આપનુંજ છે, અને બાપ બપોરીવુ (એટલે ચાર વાગ્યા સુધીમાં ભોજન લઇને નિરાંતે નિંદ્રા લ્યો) કરો અને હું બીજી ગોઠવણી કરી નાંખું છું. વળી એવી ગોઠવણ કરી નાખીશ કે આપ અન્નદાતાર એ બધું જોઇને ખુશી થયા વિના નહી રહો.

કદમખાંહનું વચન સાંભળીને તરૂણ સરદારે કહ્યું કે તમે કેવી રીતે ગોઠવણ કરવા ધારો છો તે મને કાંઇક થોડામાં સમજાવો.

કદમખાંહ બોલ્યો કે, જે દીવસે અલ્લાઉદ્દીનના લશ્કરમાં તમે જવાના છો એ દીને રાતની વખતે અમે આ તરફના ડુંગરના ભાંખરામાં છાની રીતે રોકીશું કે તે ત્યાંથી આગળ જવા પામે નહી એની પાસે દસ હઝાર લશ્કર છે તો હું આવતા કાલના વહાણાની અંદર એટલે આજ રાતમાં વીસ હજાર ભીલ ટોળું એવું તો જબરૂ ભેગું કરૂં છું કે બધા લોકો ઢાલ-તલવાર અને કામઠાં તથા તીર વીગેરેથી સજીને બીજા છુપા ભાંખરાંમાં સંતાઇને રહેશે; અને એનો ભેદ પવન પણ જાણે નહી એવી રીતે કરવામાં આવશે; અને અમારી રાજ્યમાતા માતુશ્રી ચંપારાણી સાહેબને આ તરફ મોકલી દેવાનું તમે કરશો તો તેમનું રક્ષણ અમે ડુંગરોના ભાખરાઓમાં કરીશું.

તરૂણ સરદારે કદમખાંની પીઠ ઠોકીને કહ્યું કે સાબાશ, સાબાશ; તમારી રાજ્યભક્ત વૃતિ જોઇને મને ઘણોજ હર્ષ થાય છે; જો કે તમે કથા પુરાણ ઇતીહાસ વીગેરેનું શ્રવણ કરતા નથી, તો પણ

તમારામાં જે ભક્તિ પોતાના ધણી પ્રત્યેની રજા છે તે ભક્તિનો સદઉપયોગ કરવાને તમારી જીંદગી ગમતારૂપી યજ્ઞમાં હોમવાને તૈયાર થયા છો એજ તમારો મોક્ષ માર્ગ છે, તમારા માટે આકાશની સ્વરૂપવાન અપ્સરાઓ નંદન વનમાંથી સુગંધી પુષ્પ ચુંટીને ઉત્તમ હાર બનાવીને તમારા ગળામાં પરોવવાને માટે અને તમને વરવાને માટે તૈયાર થયેલી છે, અને તમારા માટે વિષ્ણુના પાર્શદો વિમાન લઇને ઉભા રહેલા છે આટલો બધો વૈભવ જે તમને મળવાનો છે તે માત્ર તમારી રાજ્ય ભક્તીના પરીશ્રમનોજ છે એમ તમે સારી પેઠે સમજી લેજો.

તરૂણ સરદારનું શિક્ષણ ભરેલું વચન તથા શરીરમાં શુરત્વરૂપી આવૃણ પ્રાપ્ત થાય તેવાં વાક્ય સાંભળીને હર્ષ ભરેલા કદમે ફરીથી મમતા પુર્વક મસ્તક નમાવીને અને હાથ જોડીને કહ્યું કે અન્નદાતા! અને તમામ ભિલાક લોક ચિતોડ રાજ્ય ગાદીને અમારા ઇષ્ટદેવની માફક માનીએ છીએ, અને તે ગાદીને આ શરીર સોંપેલું છે. વળી એટલા માટે અમે વારંવાર વંશ પરંપરાથી તનમન અને ધનથી માથુ આપવાનીજ નોકરી બજાવતા આવ્યા છીએ. હે સરદાર! અમારા બાપદાદાએ શામ ધર્મી નોકરી બજાવી છે. પોતાની મસ્તક રણ ભુમિમાં આપ્યા છે માટે એજ પ્રમાણે અમે અમારૂ કામ બજાવતા આવ્યા છીએ; એટલું કરીને તે કદમે એક સીસોટી વગાડી એટલે થોડીકજ વારમાં ઢાલ અને તલવારથી સજ્જ થએલા બે કાળા રંગના કોળી ઠાકરડા પોતાની કાંધ ઉપર શરીયાના ભાથા ભરેલા તથા કાંમઠું ભરવેલ આવીને ઉભા રહ્યા. અને કદમ મુખીને નમીને તથા તે સાથે પેલા તરૂણ સરદારને મસ્તક નમાવીને ઉભા રહ્યા અને કદમ પેલા આવેલા બન્ને જણને દુર જઇ કાંનમાં સમજ આપીને તુરત વિદાય કર્યા

તરૂણ સરદારે તે કદમખાંટને તેમ કરવાનું કારણ પુછ્યું અને તેના ઉત્તરમાં કદમે કહ્યું કે આજ રાત્રીની શરૂયાતી થતા થતામાં વીસ હજાર ઠાકરડાનો જથ્થો નિયમીત જગોએ તૈયાર કરી રાખવાને માટે આ ચોકસ મનવાળા બન્ને માણસોને સમજાવ્યા છે અને તેઓ પોત પોતાના લાગતા વળગતા માણસોને દરેક જગોએથી લઇ ડુંગરી પ્રકાશના છેક ટુકા રસ્તેથી એવી રીતે પોહોચશે કે તેમાં કંઇજ વાર લાગવાની નથી;

ત્યારે તમે તેઓને બોલાવીને છુપી જગોએ રાખશો એતો ઠીક પણ બીજી કેવી ગોઠવણ કરવાને તમે ધાર્યું છે. એમ તરૂણ સરદારે કદમને કહ્યું તે વખતે કદમે કહ્યું કે મારા માથાના ધણી સરદાર આજથી ત્રીજા દીવસની રાત્રીએ પેલા લશ્કરી સરદાર હૈદરના ડુંગરાના ભાંખરામાંથી બાહેર નીકળવાનો માર્ગ આપવાનો નથી. અને તેને તેમાંને તેમાં રોકીને ત્યાંજ લડાઇ કરવાનો ઘાટ જુદી રીતે કરવાનો છું તેના માટે જો તમે જરાક મારી પાસે આવો તો કાનમાં કહી દઉં;

તરૂણ સરદાર હર્ષ ભેર ઉભો થયો અને કાનના પાસે ઉભો રહ્યો એટલે તેણે અડધી ઘડી કુળ તરૂણના કાનમાં છુપી ગોઠવણ કરી દીધી તે સાંભળતાંજ તરૂણ સ્વારે કદમની પીઠ ઠોકી અને તે કદમના શરીરનાં હોય ખડાં થાય અને તે હર્ષ યુક્ત કાર્ય કરે તેવા શબ્દો તરૂણ સરદારે કહ્યાં; તે સાથે એવું કહ્યું કે પ્રિય કદમ! તમે જે કામ કરવાને ઉત્સુક થયા છો તે કામ કરવામાં હવે બરોબર કાળજી રાખો અને આ મારી સાથે બીજા ત્રણ સરદારો છે તે પણ એ સરદારો અત્રે રહીને તમારી ગોઠવણ જોશે. અને હું એકજ સરદાર સાથે કોઇ બીજા કામની ગોઠવણ સારૂ જાઉં છું.

---

# પ્રકરણ ૮ મું.

## —અજાયબ ભેટ—

આપણે પાછળ જણાવી ગયા છીએ કે મધુકાન્તાનો પતિ ગંભીરમલ અને રાણા ભીમસિંહનો ભાણેજ એ બન્નેને હેદરઅલી બાંધી જકડીને કપટબાજીથી પોતાની છુપી છાવણીમાં લઇ ગયો છે. જેમાં તે છુપી છાવણીમાં કેવી ખટપટ છે તે જાણવાને આપણે તે તરફ વળિયે

કદમખાંટે તરૂણ સરદારના વચનો માથે ચઢાવ્યા ત્યાર પછી તે તરૂણ સરદાર પોતાની સાથે એકજ સ્વાર રાખીને ત્યાંથી ચાલતો થયો

મધ્યાન્હનો સુર્ય માથા ઉપર આવેલો હતો; તે વખતે એક અજાયબ વેશવાળો ફકીર પોતાની સાથે એક ચેલાને લઇને મુસાફરી કરતો કરતો વૃક્ષની ઘટામાં પ્રવેશ કરતો હતો; તેની ઉમર લગભગ વીસ વરસની હતી મુછનો બીલકુલ દોરો પણ ફુટયો નહોતો. અને મસ્તકના વાસુકી નાગના જેવા કાળા વાળ કમરની નીચે પોહોચે તેવા છુટા મુકી દીધેલા હતા,-શરીર ઉપર ખાખ લગાવી હતી, અને શરીર ઉપર પગની પાંહાની ઢંકાય તેટલો નીચો ગેરૂ રંગનો ઝુબ્બો પહેર્યો હતો. હાથમાં હકીકની માળા પકડેલી હતી. અને બગલમાં વાઘનું ચાંમડું રાખેલું હતું અને જમણા હાથમાં લોખંડની ફરશી પકડેલી હતી.-તરૂણવયવાળા ફકીરની ખુબસુરતી એવી તો હતી કે તેને જોઇને જવલ્લેજ કોઇ મોહ પામ્યા વીના રહે અર્થાત તેના બન્ને નેત્ર કેવળ સ્વચ્છ મોટાં અને જેના તરફ દ્રષ્ટિ કરે તેના હૃદયને પ્રેમાળ બનાવી દે તેવાં હતાં, નેત્ર ઉપરની ભમર કુદરતિ જાણે કોતરેલી હોય તેવી હતી; કેવળ મુખનો ભાગ તેની ફકીરીના ધર્મને ઉત્તેજન આપે તેવો રમણિય અને મોહ પ્રાપ્ત કરે તેવો ફકીર યા અલ્લા હુ

અકબર, એવા શબ્દ બોલતો બોલતો ડુંગરાઓની ખીણુમાં નિશકપણે પ્રવેશ કરતો હતો અને તે સાથે મસ્ત ફકીરીના હેવાલ વિશે ઉર્દુ ભાષામાં કેટલીક શેરો તથા ગજલો બોલ્યા કરતો હતો; તે ફકીરના કંઠનો સ્વર કોકિલા સ્વરનું ભાન કરાવે તેવો હતો. તેવા ઉમદા સ્વરથી ગાતો હતો. તે ફકીર અનાયાસ તે કાંઈ એવા રસ્તે જઇ ચઢયો કે તેણે જરાક દુરથી અત્યંત ઝાડીમાં ઘટામાં બાદશાહી સરદારનું લશ્કર જોયું; તે જોતાંજ તેવા ઉમદા બાદશાહી સરદારની ભેટ થશે એમ જાણીને તે ઘણી ત્વરાથી તે તરફ વળ્યો. અને થોડીકજ વખતમાં તે છુપા છાવણી જે કે જ્યાં હૈદર હતો ત્યાં જઇ પોહોચ્યો. પણુ તે વખતે ફકીર નીચે પ્રમાણે ગાયન બોલતો હતો-

## લાવણી. બહેર છોટી.

———:o:———

લામકાં આશકોંકા નહી કહીં મકાંહે
જહાં ખુદાહે મસ્તોંકા દિલ સદા વહાંહે,
માલુમહેં મુઝકો જો કે ચીજ નિહાંહે
વાકિફ હું ઓર કહતાહું વો ! યાર કહાંહે,
હું જાફ પર દિલ મેરાં બડા જવાંહે
ના તાકતહું પર મુઝમેં બડી તબાંહે
જહાં ફતાંહેં મેરે લેખે લોહી જહાંહે.
જહાં ખુદા મસ્તોંકા દિલ સદા વહાંહે-૧
જહાં ખામોશીહેં વહિપેં શોરો ફિગાંહે
જહાં શદંહેં નરા વહીં અતિશ સાંજાહે
જહાં હિજહેં ઉલ્ફતકાભી વહી સામાંહે.

જહાં લહર બહરં વહી બડા તુફાંહે
કયાં કહું મેં કહતી મેરી યહી જુબાંહેં
જહાં ખુદાહે મસ્તોકા દિલ સદા વહાંહે—૨

આ વખતે બપોરનો વખત હોવાથી હેદરખાંન ભોજન લઇને પોતાની નાની રાવટીમાં બીછાવેલા પલંગ ઉપર જાગ્રત છતાં આળોટયા કરતો હતો. તેના હૃદયમાં અજંપ રૂપી ખંજરના ટોચા વારંવાર લાગતા હતા, એક તરફ પોતાના શાહની આજ્ઞા માથે ચઢાવવા બાબતની કાળજી અને બીજી તરફ અનિષ્ટ યોગ ચોકસ બનવાનો છે માટે ત્યાં સુધી ટકવાની કાળજી એ બન્ને વસ્તુનું હૃદય મેદાનમાં આથડાવું થયા કરતું હતું: તેમાં પણ પેલા બન્ને તરૂણ રજપુતો પકડાયા છે તે પછી તેના માટે કોઇ શોધ કરે છે કે નહિ! અને આ છુપી જગોને માટે કદાચ રખેને કોની જાણમાં આવવાનું કારણ બને! આ પ્રમાણે તેના મનમાં વારંવાર દુધના ઉભરાની માફક વિચાર આવતા હતા; તેથી બપોરનો વખત છતાં પણ પલંગમાં પડયો પડયો આમ તેમ આળોટયા, કરતો હતો અને વિચારમાં લીન બનિ ગયેલો હતો એટલામાં મધુર નાદ તેના સાંભળવામાં આવ્યા વળિ તેટલુંજ નહી, પણ ઉર્દુ જબાનથી હિક્કાયતની હકીકતવાળુ પરમેશ્વર પ્રત્યેની પ્રીતીમાં મસ્ત થએલાના હૃદયના સ્વરૂપનું ગાયન હતું તે વાક્ય આ વખતે તેને વધારે પ્રિય થઇ પડયો, તેથી એકાએક રાવટી નજીક પેહેરો કરનાર પઠાણને બોલાવીને ફરમાવ્યું કે આપણા લશ્કરમાં કોઇ ગાય છે કે કેમ! તે જુવો. હુકમ થતાંજ પઠાણે દ્રષ્ટી કરી આપે જોઈને હેદર સરદારને ખબર આપી કે કોઇ ફકીર આ રસ્તે થઇને ચાલ્યો જાય છે. તે કાંઇ આ લશ્કરમાં આવતો નથી પણ તે ફકીર મુસાફર પોતાના ચેલાને સાથે રાખીને પરબારે જંગલ વેરાનના રસ્તે ચાલ્યો

જાય છે, તે મુસલમાન ફકીર છે એમ ચોકસ રીતે જણાય છે. આ પ્રમાણે સાંભળીને હેદરે પેલા ફકીરને પોતાની પાસે લાવવા પેરેગીરને આજ્ઞા આપી, તેથી તે પેરેગીર હાથમાં તલવાર પકડીને પેલા ફકીરને બોલાવવાને માટે ચાલ્યો ગયો.

થોડીકજ વારમાં પેરેગીર, ફકીર મળ્યો. અને પોતાના સરદારે જે વીચાર જણાવ્યો છે તે વીચાર ફકીરને સભ્યતા સાથે જણાવ્યો તેથી તે સાંભળીને ફકીર લશ્કરમાં આવ્યો, અને રાવટીમાં હેદર સરદારને મળ્યો: ફકીરને જોઇને પલંગમાંથી બેઠો થઇ અને દસ કદમ આગળ આવીને ફકીરને તાજીમ કરી; પછી તેમને સારા આદર સાથે એક આસન ઉપર બેસાર્યા પછી હેદરે નમ્રતા સાથે કહ્યું કે "ઇસ જંગલમે આપકા દીદાર દેખનેસે મયભી ખુશ હુવા હું: ફકીરે કહ્યું કે "દેખો ભાઇ! જો કોઇ ખુદાકા બંદા હય: ઓહી હરદમ ખુશ હાલતકા આબ લેતા હય: હમતો દુર જંગલમે ભટકને વાલે હય, નકુચ્છ કોઇ ચીઝપર નજર, ઓર નકુચ્છ કબહુઇ સાંઝ યાને ફજર; ફક્ત હાલ મસ્તમેંઇ હમારા તનકા ઔર જીગરકા ગુજારા હોતા હય;

હેદર—સચ્ચ હયે, આપ ફકીરોંકા તો એહી અજબ તમાશા હય; મગર હમતો પેટકે લીયે ચક્કરમેં સપડાયે ફીરતે હય.

ફકીર—હાંહાં વોહતો ઠીક હે, જીસપર ખુદાકી મેહેરબાની હોતી હય વોહ ફકીરીમેં મસ્ત પ્યાલા હરગીઝ પીતા હય. મગર તુમ યહાં એસે બયાબામેં લશ્કર રખકર નાહક કાયકો પડે રહે હો.

હેદર—કયા કરે! અબીકા મામલા વૈસાઇ હય, અબ ચિનોરકે રજપુત લોક બાદશાહી હુકમકા અપમાન કરતે હય—ઓર એસી ખટપટ હો રહી હય કી તોબાહ તોબાહ ઇસલિયે છુપકર યહાં રહાહું.

ફકીર–બહોત અચ્છા કીયા, હિંદુ લોગ બડે કાફર હય ઔર વોહ કાફરકો મારના ગુનાહ નહી, ક્યોંકી વોહ પથ્થરકી મુરતકો પુજતે હય;–ઇસ દુનિયાંકો પેદા કરનેવાલા ફક્ત એક હય વો કુચ્છ નજરમે નહી આતા, લેકિન ઉસ્કે બિના એક પત્તા હલતા નહી; એસે ખુદ ખુદાકો છાંડકર પથરકુ માનનેવાલા ખુદાકા હુકમ તોડતા હય, ખાસ ગુનેહગાર હય ઇસ લીયે એસે કાફરોસે સજા દેની ચાહીયે (એટલુ કહીને આકાશ ભણી નજર કરીને "યા અલ્લા હું" એવો ઉચ્ચાર કર્યો હિંદુ વર્ગ પ્રત્યે ફકિરની લાગણી વિરૂદ્ધ છતાં ઇસ્લામ ધર્મને પુષ્ટિ આપનારી જોઇને હેદરનો પ્રેમ ફકીર પ્રત્યે વધતો ગયો એક તો સ્વધર્મ પ્રેમ જાણે કુદરતિજ હોય છે છતાં તે ધર્મના માર્ગને બતાવનાર અને ઉમદુ શિક્ષણ આપનાર આચાર્ય (ફકીર) ને જોવામાં આવે છે ત્યારે તેનો પુજનિય ગણવામાં લેખાય છે. તેથી તેવા શુદ્ધ ભાવથી પરોણાગત કરવાને માટે હેદરે પોતાના રશોઇખાનામાંથી એ ટાટમાં રોટી શાક અને બીજો અભક્ષ ખોરાક ગોઠવરાવીને ફકીરના આગળ મુકી દીધો. અને કહેવા લાગ્યો કે, યે ગરીબ કે મકાન યે આજ આયેહો તો મેરબાની કરકે કુચ્છ ભોજન કરના ચાહીયે.

ફકીર—હે દાના સરદાર! મય કભી રોટી યાને ધાન ખાતા નહી. ફક્ત દરખતકી પત્તી. યાને જરીમે કંદમુલ એસે હય કી ઇસકી લહજત બાદશાહી પાકખાનેમે હય નહી વોર ખાકે હમારા ગુજરાત ચલતા હય. જીસ ચીજુકો અપને દીલસે હરામ કીયા હય વો ચીજુકે સાંમને નજર નહી હોતી ઇસલીયે એ ટાટ પીછા ભેજ દેતા–હમ મસ્ત ફકીરોકો વાસ્તે હમેશાકે લીયે ખોરાક તૈયાર કર રખેલે હય! હે દાના આદમી તું તો ફક્ત આજ રોઝ મુઝકો ખોરાક દેકર અપને દિલકો ખુશ કરનેકો ચાહતા હય, મગર હરવખ્ત અયશા કભિ નહી બન

સકતા ઇસલિયે, હમારા જો કુચ્છ નિશ્ચય હય ઉસમે કુચ્છ ફેરફાર નહી હોના ચાહીયે.

હેદર—(ફકીરનો નિશ્ચય સાંભળીને તે ટાટ પાછા મોકલી દીધા પછી) તો ફિર આપકી ક્યા સરભરા કરે!

ફકીર—હમ ફકીર લોગ શરભરાકી ઇંતેજારી રખતે નહી; જો કભિ રખતે હોતે તો ચિતાર ઘડકી તલેટીમે અલ્લાઉદીન શાહકે પાસ એક દીન ભર હમ રહેતે-હમકો બહુત સમઝાય કે રોકનેકા યતન કિયા મગર હમ ઇનકે તંબુમે રહે નહી;-દો ઘટે તક ઇનસે હમારી ગુફતગું હુઇ જિસમે ઇનકા ઇરાદા મુઝકો માલુમ પડ ગયા, સબ હકીકત સોચકર ઇનકો મેને બહુત ઠપકા દિયા, લેકિન વોહ ચિતાર મેવાડી કાફર રજપુત ઉપર વિશ્વાસ રખ્ખાહે વોહ બડી ભુલ કીઇ હય, થોડી લશ્કર રખ્ખાહય એક સરદારકો પંજાબ તરફ ભેજદીયા હય; ઔર દુસરેકો મય જાનતા હું કભી તુમકુ ગુજરાત તરફ વોહ કરન રાજાકો સામને હોનેકો ભેજાહય, વોહ કાફરને આપને દીવાનકી ઓરતપર બદ નજર કિયા હયે વોહ સબ ઇન્તેખાબ શાહકે કહનેશે મુઝકો માલુમ હુવાહય (આ પ્રમાણે કહીને ફકીર ચુપ રહ્યો)

આ ફકીર ચિતોડને રસ્તે થઇને બાદશાહની અનાયાસ ભેટ લઇને કંઇક ચાલ્યો જાય છે એમ વાત ચિતથી હેદરના જાણવામાં જ્યારે આવ્યું ત્યારે તે ઘણા વિચારમાં ભરાઇ ગયો; અને તેને સેજ-સાજ એમ તર્ક થયો કે આહાવા સ્વતંત્ર ફકિર લોકો કદાચ ફરીથી શાહને મળશે ત્યારે હું અત્રે રોકાયો છું, તથા શાહની આજ્ઞા બરાબર બજવી નથી એવું જ્યારે શાહના જાણવામાં આવશે ત્યારે મારા માથે બાદશાહનો અભિપ્રાય મારા વિરૂદ્ધમાં થવાનો સંભવ છે. તેટલા માટે આ ફકીરને મારા ખરા વિચાર જાણાવીશ તો મારા કર્તવ્ય

માટે તેને ખાત્રી પણ થશે. અને તે સાથે પ્રસંગે આ ધર્મ ચુસ્ત ફકીર મારા વખાણ પણ કરશે. એમ સમઝીને તે હેદરે ફકીરને પોતાના તમામ વિચાર જણાવી દીધા આ ડુંગરાઓની છુપી ખીણમાં પડી રહેવાનું મુખ્ય કારણ જણાવ્યું; પેલા ચીતોડગઢના બે માણસોને પકડયા છે તથા પોતે વેશ પલટીને જે હકીકત મેળવી હતી. તે સમગ્ર હકીકત ફકીરને જણાવી, જેમાં ચિતોડ મેવાડી રજપુતોનું કાવત્રુ પરમ દીવસની રાત્રે કેવું થવાનું છે તે વાત સઘળી ફકીર આગળ હેદરે નિવેદન કરી તે સાંભળીને આશ્ચર્ય કારક નેત્રનાં ચિન્હ કરીને ફકીર બોલ્યો કે

દેખ હેદર! તું બડા નિમક હલાલ લાયક હયે. જબ દીલ સાફ હોતા હય તબ ઇસકી કદર જરૂર હોતી હય; તેરા દીલ સાફ હય; તુ અપની કામગીરી બરાબર બર લ્યાતા હય; મસ્ત ફકીરોકા મસ્ત હાલ પરવર દિગાર સબકે દીલમેં ખ્યાલ કરને વાલા ઔર નેક ઇન્સાફ દેને વાલા હય, તેરા દીલ દેખ મુઝકો બડા આનંદ હુવા હય-ચિતોરી કાફર રજપુતોકા કભિ વિશ્વાસ મત કરો; રાજ પ્રપંચકી ખટપટ બડી બુરી હય, ખટપટ બીગર હાર જીત નહી હોતી, ઇસલિયે અપને સમયે હુશિયાર રહના ચાહિયે મગર વોહ દોનો શખ્સ કો દેખને કો મેહે ચાહતા હું.

ફકીરનું! વચન સાંભળીને હેદરને ઘણો સંતોષ થયો અને તે પવિત્ર ફકીરના દરેક બોલ તેને અમૃત જેવા લાગ્યા વળિ તે પુર્ણ સરકારથી જાણે પોતાનો હિત ચિંતક હોયની તેવી રીતે તેને ખાત્રી થઇ ગઇ હેદર વારંવાર નમન કરતો ઉભો થયો અને પેલા બન્ને ચિતોડી રજપુતોને ફકીરના સામે ઉભા કર્યા ફકીરે તે બન્ને પૈકી એક તરૂણ સરદાર તરફ ઘણીવાર સુધી ટગર ટગર જોયા કર્યું પછી હેદર તરફ નજર કરીને ફકીરે કહ્યું કે “એ દો શખ્સકો રસ્સીસે બાંધે હય

સો છોડદેના ચાહીયે ઔર વોહ લોગકો ખાનેકો વાસ્તે કૈસા બંદોબસ્ત કિયા હય !

હૈદર—વોહ ફાકરો હો હમારે ભઠીયારેકે હાથકી પકાઇ હુઇ રોટી દેનેકા યતન કિયા લેકિન વોહ લેતે નહી ઇસલિયે કલ રોજસે અભિતક કુચ્છ ખાયા નહી. ઔર પાનીભી પીયા નહી.

ફકીર—તોબાહ ! તોબાહ !! ઐસા મત કરો બાદશાહી કારોબાર ઔર હિંદુરાજ કે કારોબારકા કાયદા મુજબ ચલના ચાહીયે; કભિ તુમ ખુદ હીંદુ લશ્કરકે કબજમા હોજાઓ, ઔર તુમકો ઇસ મુજબ તખલીફ દેવે તબ તુમ્મહારે દીલમે બુરા લગેગા ઇસલિયે રાજ કારોબાર માફિક ચલના ચાહીયે ઇનકો રસ્સાકે બંધનસે છોડદો ઔર ઘહુકા આટા, દાલ ઔર ચાવલ દેના ચાહીયે વોહ દોનો હિંદુ હય ઇસ લિયે વોહ અલગ અપને હાથસે પકાય કે ખા લેગે ખાસ ખુદાકા ડર રખના ચાહિયે ઔર નેકીને લડાઇ કરના રાસ્ત હયે જીસમે ખુદા મદદ કરતા હય.

ફકીરનું વચન સાંભળીને ઘણા માન સાથે તેઓના હાથ દોરડેથી બાંધેલા છુટા કર્યાં અને તેમને માટે માટીનાં જુદા વાસણો મંગાવરાવાને અને તેમના હાથથી પાણી ભરાવીને તેમને રસોઇ કરવાને અલગ જગો આપી-ફકીરે તે લોકોને અલગ રાખવાને સમજીત આપી અને આસન કેદની માફક છુટા રાખવાને અને તેમની પાસે આઠ પહોરો-થીજ ચોકી રાખવાનો રસ્તો બતાવ્યો અને જે દીવસે ચિતોડ લોકો બાદશાહના લશ્કરમાં છાપો મારવાના છે તે પરમ દીવસની રાત્રી છે માટે તે રાત્રીએ કોયે રસ્તે થઇને કઇ વખતે જવાનું ધાર્યું છે તે સમયનો ભેદ લઇને તે ભેદને મળતો આવે તેવો ખુલાસો હૈદરને આપ્યો જેથી તે ખુલાસાથી હૈદરને ઘણો આનંદ થયો: કારણકે તે

ખુલાસો કેવળ મળ વીનાનો અને બાદશાહના ભવિષ્યને માટે વિજય મેળવવાનો હતો અને તે વિજયમાં હેદરના હકમાં મોટી કીર્તી મળે તેવો હતો વળી હેદરના હાથથી જય પ્રાપ્ત થાય પછી રોજ ફકીર કઇ વખતે બાદશાહને હેદરના નિમકહલાલ માટે હકીકત નિવેદન કરે તેવો ફકીરે પોતાનો ઉદેશ યુક્તિ પુર્વક હેદરને જણાવ્યો તેથી હેદર કેવળ ફકીરના અમૃત સમાન અભિપ્રાયને તાબે થઇ ગયો વળિ પોતાનો ખરો હિતચિંતક ઉસ્તાદ હોય તેવું તેણે માની લીધુ અને ઘણા પ્રેમની લાગણીથી તે હેદર ફકીરના બન્ને ચરણમાં મસ્તક નમાવીને પ્રેમનાં તથા થએલા ઉપકાર માટે આંસુ કાઢવા લાગ્યો તે જોઇને ફકીરે કહ્યું કે અય દાનેશ મંદ ખુદા તેરા ભલા કરેંગા અબ મય જાતા હું. હમ ફકીર લોગોકો જંગલ વૈરાનમેંહી આનંદ મિલતા હય, એમ કહીને તે ઉભો થયો અને " અલ્લા હું એવા શબ્દ બોલીને પોતાના ચેલા સાથે ડુંગરાઓના સાંકડા રસ્તાનો માર્ગ પકડયો. આ વખતે હેદર પોતાની છાવણીની હદ સુધી ફકીરને મુકવાને માટે આવ્યો અને બન્ને ઘુંટણોથી નમીને તે હેદરે ફકીરની આશીશ લીધી. પછી ફકીર સત્વરથી ચાલતો થયો, અને હેદર પોતાના લશ્કરમાં આવી પોહોચ્યો. રાત્રીમાં જઇને પલંગ ઉપર આળોટવા લાગ્યો પણ ફકીરની ખુબસુરત કાંન્તી તેના હૃદયમાં તાદ્રશ છપાઇ ગએલી વારંવાર જોવા લાગ્યો તેનો મોહક ચેહેરો હેદરના હૃદયમાં નવિન તર્ક કરાવવા લાગ્યો. અને તે તર્કના પરિણામમાં હેદરની એવી કલ્પના થઇ કે તે ફકીરની પાસે કાંઇ યોગ વિદ્યાનું વિશેષ બળ હોવું જોઇએ. કારણકે તેઓ હાલ મસ્તમાં રેહેનારા છતાં પાદડાં તથા કંદમુળ ઉપર આધાર રાખે છે અને તેવો ખોરાક હોવા છતાં આટલી બધી જે ખુબસુરતી જણુ રહી છે એ માત્ર યોગ વિદ્યાનુંજ બળ હોવું જોઇએ.

અને તે વિદ્યાર્થીજ છેક તરૂણ વયવાળો ફકીર જણાય છે યદ્યપિ તે સો વરસ ઉપરાંત ઉમરનો કદાચ હોવો જોઇએ. આ હા હા ! આ ફકીરની મુલાકાત જો કે દીલ્હીમાં થઇ હોત તો શહેરના તમામ મુસલમાન અમીર ઉમરાવો તેના પગમાં માથુ મુકાવ્યા વિના રહેતજ નહી–તેના નેત્રની અંદર કોઇ એવી અજબ શકતી છે કે તે બીજા માણસના હૃદયના તંતુને આકર્ષણ કરી દે છે–અરે હાય ! બાદશાહી હુર્મો અને શાહજાદીઓ તે આ ફકીર ઉપર પોતાનું તન કુર્બાન કર્યા વિના રહેજ નહી, પણ તેઓનું ચાલે તો આ ખુબસુરત ફકીરની ફકીરાઇને ત્યાગ કરી નાંખવા પ્રયત્ન કરત. પણ મને લાગે છે કે તે ફકીર એટલાજ માટે વેરાન જંગલ અને નિર્જન સ્થાનનોજ લાભ લે છે; આ પ્રમાણે વિચાર કરતો કરતો તે પલંગમાં ઘસઘસાટ થોડી વખતને માટે ઉંઘી ગયો.

અને પાછલા સાતમા પ્રકરણમાં કહી ગયા છીએ કે મધુકાન્તાને પોપટ માર્ગે જે ભેટ મળ્યો હતો તે ભેટથી ખિન્ન થઇ ગએલી પોતાની સ્વારીની શોધ કરવાને માટે ભીલાક લોકોના સમુદાય તરફ ચાર ઘોડેસ્વાર સાથે મર્દનો સ્વાંગ પેહેરીને નીકળી પડેલી ઠાકરડા લોકોના ગામમાં આવી પોહોચેલી હતી. અને કદમખાંટને મળીને તે વ્યવસ્થા કરવાને પોતાના ત્રણ સ્વારને ત્યાં રાખી એક સ્વારને સાથે લઇને નીકળી પડી હતી એજ મધુકાન્તાએ ફકીરનો વેશ ધારણ કર્યો હતો અને પોતાની સાથે રાખેલા સ્વારને ફકીરી લીલાસથી ચેલો બનાવીને પોતાના પ્રાણિંદની ભેટ લેવાને અને તેમની કેવી સ્થિતી છે તે નજરે જોવાને માટે હેદરના છુપા લશ્કરમાં આવી પોહોચેલી હતી: જેમાં તેણે જે વેશ ભજવ્યો છે તે વેશમાં હેદરને બીજે રસ્તે ચઢાવવાને પોતાને અભિપ્રાયમાં હેદરનું મન સ્વસ્થ રહે તથા ચિંતાયુક્ત

ન રહે અને એકદમ સાહસ કરે નહી. એવો હેતુ હતો. કે તેમ હોવાથી મધુકાન્તા પોતાનો ધારેલો મનશુબો પાર પાડી શકે. તેમજ પોતાના ખાવીંદને દોરડેથી બાંધેલો હતો તેને છોડાવીને તેની શરભરા રહેલથા તેને છાવણીના એક ભાગ તરફ હેદરના તંબુની અમુક જગોએ રાખે તેની ભલામણ કરી અને તેવી ભલામણ કરી. અને તેવી ભલામણ કરવામાં તેણીનો કાંઇ જુદોજ ભેદ હતો આ પ્રમાણે કામ કરીને અને કેટલેક દુર જઇને પોતાનો અસલ મર્દાની સ્વાંગ ધારણ કર્યો.

ત્યાર બાદ તે બન્ને જણા કદમખાંટના વિકટ અને અગત્ય અવાસ ભણી ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૬ મું.

### સંકલ્પ વિકલ્પમાં ભરાયલો આસાન કેદી.

બાદશાહી લશ્કરી સરદાર હેદરના છુપા લશ્કરમાં આ તરફ બે હિંદુ રજપુત આસન કેદ તરીકે રહેલા છે. તેઓને હેદરના તંબુની પાછળ એક ન્હાની ટેકરી ઉપર આઠ માણસો પઠાણ પેરગીરના દેખરેખથી રાખવામાં આવ્યા હતા. જે વખતે ફકીર ચાલ્યો ગયો તે વખતે સરાસરી બાર ઉપર એક વાગ્યાનો સમય થયો હતો. ત્યારે પછી બન્ને તરૂણ આસન કેદીને મુકરર કરેલી જગોયે લઇ જવામાં આવ્યા હતા. તેઓની શરભરા ફકીરના કહેવા મુજબ થવાથી તેઓ માટીની તાવડીમાં બાજરીના રોટલા અને મગની દાળ બનાવીને પેટને ભાડુ આપી ચુક્યા હતા. આજે તેઓ બીજે દીવસે અન્ન ખાવા પામ્યા હતા. ધીમે ધીમે સુર્ય આથમી ગયો અને અંધકાર રૂપી રાક્ષસે પોતાના કાળા રંગની જાળ પાથરવા માંડી હતી; છેક

રાત પડી ગઇ એટલે તે છુપી છાવણીમાં ઠેરઠેર તાપણીઓ ચેતાવ-વામાં આવી હતી. અને કેટલેક ઠેકાણે ફાનસોના થાંભલામાં રોશની કરવામાં આવી હતી: યદ્યપિ ડુંગરોની ગીચ ઝાડીમાં અને અંધકારના યોગથી વધારે ભયંકરતાનું સ્વરૂપ બતાવેલું હતું. લશ્કરની છાવણી તે વખતની ઢબ પ્રમાણે ગોઠવાયલી હતી સરાસરી પાંનશે ઘોડાઓ એક બીજાથી આઠ આઠ હાથ દુર એકજ લાઇનમાં એકજ જગોએ બાંધેલા હતા અને તે ઘોડાના દરેક સ્વાર લોકો પોતાના ઘોડાના સન્મુખ પંદર પંદર કદમને છેટે બીસ્તર બીછાવીને રહેલા હતા. અને બાકીના પાયદળનાં આઠ ટોળાં મોટી સંખ્યાવાળા લશ્કરી અમલદારની રાવટીને આ બાજુ ગોઠવાયલાં હતાં અને છેક છેવટના ભાગમાં દશ દશ અફ્-ગાનોની ચોકી ખુલી તલવારથી જાગ્રત રહેલી ગોઠવાયલી હતી. આ પ્રમાણે છાવણીના પડવાથી ગોઠવણ થએલી હતી. તેથી તેમાં કોઇ પણ એકાદ માણસથી વેશ કરવાનો માર્ગ નહોતો અજાણ્યો માણસ તેમ કદી પણ જવા પામે નહી તેવો બંદોબસ્ત હતો, આહાવી ચોકસ ગોઠવણવાળી છાવણીના મધ્ય ભાગમાં લશ્કરી અમલદાર હૈદરની રાવટીથી પચાસ કદમને છેટે ચિતોડધઢના બે તરૂણ રજપુતોને આઠ માણસના પેહેરામાં રાખવામાં આવ્યા હતા આ પ્રમાણે વ્યવસ્થાવાળી છાવણી આજ રાત્રીના નવ વાગ્યા પછી શાન્તપણેથી પોતપોતાના બીસ્તરમાં શુર મર્દ મુસલમાનો ઉશીકાની જગોએ હથિયાર ગોઠવીને બેઠેલા હતા. તેઓમાં કોઇના હૃદયમાં અનાયાસે આ જગોએ આફત આવી પોહોંચવાનો ભય નહોતો તેથી તે સામગ્રીમાં નિદ્રાની અને નિર્ભયતાની ચાદર પથરાઇ રહેલી હતી.

ત્યારે આ તરફ આપણે પેલા તરૂણ હીંદુ યોદ્ધાઓ આસન કેદી બની ગએલા છે તેના હૃદય સ્થાનના ચિત્રને નિહાળીયે.

રાત્રીના બાર વાગ્યાનો જ્યારે વખત થયો ત્યારે તમામ છાવણી નિદ્રાદેવીને આધીન થએલી હતી. માત્ર નિમકહલાલ ચોકીદારો કે જે છાવણીની આજુબાજુ સોલજરો ટોળાંથી ગોઠવાયલા હતા. તેઓની ગર્જના એક બીજાને પોતાને જાગ્રત સ્થિતિની ધ્વનિ આપવાનેજ થતી હતી ત્યારે તરૂણ યોદ્ધાની આજુબાજુ દુર રહેલા પઠાણો ચોકીદાર છતાં નિરવતીથી પોતાના બિસ્તરમાં ઝોકાં ખાતા હતા.

આ વખતે ગંભીરમલે પોતાના સાથને કહ્યું કે મિત્ર આપણને છુપી રીતે હળવે રહીને પણ પરસ્પર વાત કરવાની આ વખતેજ તક મળે છે. પ્રિય મિત્ર! અફસોસ કે આપણે અમલના ઘેહેનમાંજ ઉંધુ માર્યું છે જો કે આપણે કેવળ નિમકહલાલ રાજ્યભક્ત છીએ, વળી સમય આવે ત્યારે આ શરીર અને મસ્તક અર્પણ કરવાને કઇજ વિલંબ કરીએ નહિ તેવા છીએ, છતાં ભોળાપણુ અને અમલના નિશ્ચાએ આપણા હીતરૂપી સુખમાં કેવળ અગ્ની પ્રગટાવી દીધો છે, વળી આપણા જાતી ભાંઇઓને પુરેપુરા સંકટમાં નાંખનાર આપણેજ થઇ પડયા છીએ, જે છુપો ભેદ આપી દીધો છે તે ભેદમાં હજાર દરજાજે હરકતનો સમુદ્ર આપણા રાજ્ય ઉપર ફરી વળ્યો છે. અરે હાય! મોતીની માળા જેવા શુરવીર રજપુતોના દાણા જમીન ઉપર ખરી પડવાનો વખત નજીક આવ્યો છે, હરે પ્રભુ! ચંદ્રવદની પ્રેમઘેલી સ્રીયોનો ઘાણ અગ્ની દેવતામાં બળી જવાનો છે તે તમામ પાપનો બોજો આપણા ભોળપણાએ ઉત્પન્ન કર્યો છે, આપણા જેવા અધમ અને પાપી કોહોને કહેવા શતરૂ ચેતી ગયો છે. આપણે તેના તાબામાં સપડાઇ ગયા છીએ, અને અહીંયાંથી મર્ણું શિવાય આપણો છુટકો નથી ત્યારે તેથી કરીને આપણે શું કહી શકવાના છીએ.

ગંભીરમલનું વચન સાંભળીને સાથી જુવાને કહ્યું મિત્ર! આ ભ્રમણુ ચક્ર આફતરૂપી દુઃખથી અશીણુનો નાશો પણ ચઢતો નથી અને તેના ઉલટમાં અફસોસી અને હાય શબ્દ સાથે ઉન્હી વરાળો નીકળે છે.

મિત્ર! અશીણુ પણ બળી ગયું અને આ જીંદગી પણ બળી ગઇ આ જીવન કેવળ મરણ સમાન છે, જેવી રીતે ઝેરના કાંટા વીનાનો વીંછી મુવેલા જેવો છે તથા જેવી રીતે તળાવમાંથી ઝેરનો મોહોરો કાઢી નાંખેલો સર્પ કેવળ દોરડા જેવો નિર્ભય અને મરણ પામેલા જેવો છે, જેવી રીતે ષંઢ પુરૂષ મરણ પામ્યા જેવો છે અને દેશનું બગાડનાર કુળમાં અંગારા રૂપી જેમ અધમ છે તેવી રીતે આપણું જીવતર નષ્ટ થાય છે. આ પ્રમાણે ગંભીરમલે નિશ્વાસ મુકીને પોતાના સાથીને ઉત્તર આપ્યો.

સાથી બોલ્યો કે મિત્ર! પેલા ફકીર માટે તમારા મનમાં કેવો અભિપ્રાય લાગે છે.

અહા! એ ફકીરનું જે વખતથી મેં સ્વરૂપ જોયું તે વખતથી મારા મનમાં જે કંઇ વિચાર આવે છે તે હું કદાચ તમને કહું તો તમે મને છેક ઘેહેલો ગણી કાઢશો.

ના. ના. એમતો બનેજ નહી, કદાચ તમે તમારા વિચાર જણાવવામાં તમે ઘેહેલાપણું માનતા હો તે તે તમારી કલ્પના ઉપરજ આધાર છે પણ ખરૂ કહેવડાઓ તો પવિત્ર બાઇથી મધુકાન્તાના ચેહેરાને તમામ રીતે મળતો તે ફકીર હતો.

સાબાશ મિત્ર! જે ગોટાળામાં મારો જીવ ફેરા માર્યા કરે છે એજ ઘોટાળાનો વિચાર જણાવવામાં હું પોતાની ઘેલાઇ માનતો હતો પણ ખરેખરૂ કર્યું છે કે તે ફકીરને દીઠો ત્યારથી મારી પ્રાણ પ્યારી

પત્નિ મધુકાન્તા ચિત્રનું આબેહુબ ભાન આવી ગયું છે. પણ ક્યાંતે ફકીર અને ક્યાં મારી પ્રિયા સ્વરૂપ માત્ર એકજ છે યદ્યપિ માત્ર ખોળીયા જુદા છે એમ મ્હેં માન્યું છે ગંભીરમલે આ પ્રમાણે ઘણુાજ ધીરા સાદથી પોતાનો વિચાર જણાવ્યો તેના ઉત્તરમાં પેલા સાથીએ કહ્યું કે મિત્ર ! એક બીજી રીતની મને અજબ શંકા આવી છે તે વીચારવા જેવી એમ છે કે આપણુને દોરડાંથી બાંધ્યા હતા તે બંધન છોડાવીને છુટા રાખવા સારૂ હેદરને જે શિક્ષણ આપણા સુખને માટે આપ્યું તેવું શિક્ષણ આપવાની ફકીરને શી જરૂર હતી !

તો શું ! મારી પ્રિયા ! મધુકાન્તા હશે ! અને તે આહાવા વેશથી આવી તમે માનો છો ! ગંભીરમલે જવાબ આપ્યો. ના, ના, એમ તો ચોક્કસ રીતે માનવાનો આધાર નથી. પણ માત્ર કલ્પના એજ કરૂં છું કે તે દયાળુ વૃત્તિનો લાયક ફકીર હોવો જોઇએ.

આ વખતે ગંભીરમલ કાંઇ ઉતર આપી શક્યો નહીં. પણ તેની છાતી મધુકાન્તાની રમણીય કાંન્તીના આકર્ષણને લીધે ધડકવા લાગી, તેમજ જે પોતે હથિયાર વિનાનો સિંહ પાંજરામાં સપડાયો છે તેની અકળામણથી પગ પછાડવા લાગ્યો. અને પછી ધીમે સાદથી બોલ્યો કે અરે હાય પ્રિય મધુકાંન્તા ! હું મારી ભુલનો પશ્ચાતાપ કોટી જન્મ પર્યંત કરૂં તોપણ આ અધમને માફી મળવાની નથી. પણ ઇન્સાફની વખતે માત્ર તાહરો નિખાલસ અને મમતાળું પ્યાર મને પાપથી મુક્ત કરશે પણ દીલગીર છું કે ક્ષત્રી કુળમાં સિંહણી જેવી પરાક્રમમાં આગળ પડનાર મધુકાંન્તાને હું કેવી રીતે મોઢું બતાવીશ ! મારી અને તમારી થએલી મુર્ખાઇ માટે આપણુને માત્ર નીચું માથું કરવાનોજ પ્રસંગ છે. મધુકાંન્તાના વિરત્વનો મને પુર્ણ અનુભવ મળ્યો છે. પ્રથમની લડાઇમાં મારો બચાવ કરનાર એજ છે. લડાઇના મેદાનમાં

મુસલમાન શુભટોના સામે યુદ્ધ કરવામાં મર્દ પોશાકથી અને શસ્ત્ર અસ્ત્રાદિક સજીને મારો સાથ કદી પણ છોડયો નથી. તેવી વીરાંગના આગળ મારે કેટલું બધું શરમાવાનું !

મને તો એજ ખાત્રી થાય છે કે ફકીરી લિબાસમાં આવેલ એજ મધુકાન્તા હોવી જોઇએ. તેણીનાં નેત્ર નાશકા હાથનો પાંચો પગની પીંડી અને આંગળીયો અને કંઠનો ભાગ, તથા કોયલ જેવો કંઠ એ વગેરે મધુકાન્તાનાંજ છે—તેની જે કૃપા આપણા ઉપર થઇ છે, તે તેણે ફકીરી હાલતમાં હૈદરને કરેલી ફરમાયશ ઉપરથી જાણી લેવાની છે.

તે સાંભળીને ધીરે રહીને સાથી બોલ્યો કે આહવા વિકટમાં મહામાં અને શતરૂ પાસે મધુકાંન્તા શિવાય ખાસ ચિતોડગઢમાં અત્યારે સ્ત્રીવર્ગમાં કિંવા પુરૂષ વર્ગમાં કાંઇ મનુષ્યમાં જાત નથી

અલબત, એમ માનવાનું કારણ સબળ છે. કેમકે રણથંભોરની લડાઇમાં તેણીનું સાહસ કાંડા બલ, અને તલવારનો ફટકો મેં નજરે જોયો છે. ગંભીરમલે ઉત્તર આપ્યો;

ત્યારે તો ઘણા ભાગે હું એજ માનું છું પછી તો પરમેશ્વરની રચના કાંઇ જુદીજ છે,

આ પ્રમાણે વાતો કરતા કરતા બરાબર બાર ઉપર બે વાગવાનો સમય થયો આકાશમાં ધ્રુ ચક્રના સાત તારાઓ નીચાણમાં નમી ગએલા હતા, તે વખતે વાતો કરતાં કરતાં ગંભીરમલના નેત્રનાં પોપચાં મીચાઇ જવા લાગ્યાં એટલામાં જે ઝાડ તળે તેઓ સુતા હતા તે ઝાડ ઉપરથી નાની સરખી પોટકી ગભીરમલની પથારીમાં પડી, તે જોઇને ગંભીરમલ તુરત બેઠો થયો અને તે પોટકી છોડી એટલે તેમાંથી એક બીડેલો કાગળ નીકળ્યો—તે કાગળ મોઢા આગળ

તાપણી સળગાવી હતી તેમાં ખાખરાના અને સાગના સુકા પાંદડાં નાંખીને ભડકો કરીને તેના અજવાળે વાંચી લીધો અને તે કાગળને દેવતામાં નાંખીને બાળી નાંખ્યો. જે કાગળ મલ્યો તેમાં એ મતલબ લખી હતી કે—મ્હારા વ્હાલા પ્રાણપતિ સરદાર આપની દાશી મધુ-કાન્તાની વિનંતી છે કે ફકીરી લીબાસમાં મ્હેં આપના દરશન કર્યાં ત્યારેજ મને જંપ વળ્યો છે; હવે તમે ફીકર કરતા નહીં; હું જાણું છું કે તમે ભોળપણથીજ સપડાઇ ગયા છો. ખેર હીમ્મત હારવી નહીં અને પુરૂષાર્થ કરવો જોઇએ. માટે તેમ કરવાનું ચાલે છે આવતી કાલે રાત્રીના બાર વાગ્યા પછી જે કંઇ તોફાન થાય તેના માટે તમે ચિંતા કરશો નહીં. અને તમે જે ઠેકાણે છો ત્યાંથી ખશી જસો નહીં. પણ તે વખતે તમે બન્ને જણને ગમે તેના હથીયાર મળવાને તક મળશે માટે તે તકનો લાભ લઇને તે ટેકરી ઉપર ઉભા રહે છે. અને તમારી પાસે કાળા રંગનો ઉઘાડા શરીરવાળો હથિયારોથી સજ્જ થએલો મસ્તક ઉપર ધોળી ટોપી પહેરેલો મલે એટલે તેની પાછળ તમારે ચાલ્યા જવું હાલ એજ ગંભીરમલે આ પ્રમાણે ચીઠી વાંચીને પોતાના સાથીના કાનમાં બહુજ ધીરેથી કહ્યું કે મિત્ર આવતી કાલે અર્ધરાત્રી પછી આપણે બન્ને અહીથી છુટીશું માટે પરમે-શ્વરનો અને વિરાંગના મધુકાન્તાનો મોટો ઉપકાર માનોઃ—પ્રિય ! પેલા ફકીર માટે જે અંદાજ આપણે બાંધ્યો હતો તે તમામ ખરો પડયો છે, અત્યારે આ પોટકીમાંથી તે પ્રિયાનોજ પત્ર નીકળ્યો અને આ આંબાના વૃક્ષોની હાર એક બીજા સાથે આવી રહેલી છે તે વૃક્ષ ઉપર થઇને આવનારો મધુકાન્તા તરફનો કોઇ માણસ હોવો જોઇએ માટે આપણે અત્યારે ચુપચાપ થઇને બોલ્યા ચાલ્યા વીના સુઇજ રહો. અને આવેલો માણસ આ છાવણીવાળા જમીન ઉપર

ફાંફાં મારનારા પેરેગીરોની આંખમાં ધુળ નાંખીને પાછો યુકિતથી ચાલ્યો જવાનો છે. આ પ્રમાણે પરસ્પર વાત કરતાં નિરૂતથી અને નિશ્ચંતથી સુઇ રહ્યા.

---

## પ્રકરણ ૧૦ મું.



### જંગલમાં ગુપ્ત સંકેત.

અત્યંત ઘટ્ટઝાડીના મધ્ય ભાગમાં થોડીક જગ્યો ટેકરા વાળી ખુલી હતી અને તે ટેકરા ઉપર એક વિસ્તર્ણું વડ વૃક્ષના નીચે અંધારી રાત્રીમાં બે ઘોડેસ્વાર પોતાના ઘોડાઓને રસીથો ડાળી સાથે બાંધીને એક ઘાસીયા ઉપર બેઠેલા હતા, આ વખતે રાત્રીના દશ વાગ્યાનો સુમાર હતો. તેઓ પરસ્પર ઘણાજ ધીમા સ્વરથી વાત કરી રહેલા હતા તેમાં એક તરૂણ જુવાને કહ્યું કે ભલા, કેમ વાર લાગી હશે શું આપણે જે ચીઠી મોકલી છે તે ચીઠી પોહોંચવાને કાંઇ વિલંબ થયો હશે કે કેમ ?

બીજાએ કહ્યું કે આપણા માણસો એ વાતો કાર્ય સાધક અને સાહસ કામ કરનારા છે કે પ્રાણ જાય તોપણ તે કામ કર્યા શિવાય રહે તેમ નથી.

પેહેલા તરૂણ માણસે કહ્યું કે, હા એતો વાત ખરી છે પેલી છાવણીમાં જે માણસને મોકલ્યો હતો તે માણસ દરેક ઝાડની ડાળીયોના આધારે સત્વરથી બતાવેલી જગોએ જઇને ચીઠી પોહોંચાડી આવ્યો છે. ઘણુંજ સારૂં હતું કે તે વખતે પવન ઘણો ફુકાતો હતો વૃક્ષોના પાંદડાઓના અથડાવાનો ગાઢો સોહોર એવો હતો કે તે વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર જનારના પગરવની દ્વનિ બીલકુલ સંભળાય તેવી નહોતી. તેથી તે કાર્ય કરવામાં સારી રીતે ફાવી ગયો છે.

બીજાએ જવાબ આપ્યો કે હજુર એતો શું! પણ ગમે તેવા ભારે કામ કરવાને તે ઠાકરડા કોળી લોકો સાહસ કરવામાં પાછી પાંહાંની કરે તેવા નથી. તેઓ નિશાચર તે નિશાચર છે. જેવી રીતે રાત્રીએ ઘુડ પક્ષીનું બળ વિશેષ હોય છે તેવી રીતે તેઓનું બલ રાત્રીએ વિશેષ હોય છે. આ કામ કરવામાં કદમખાંટનો ખુદ નાહાનો ભાઇ હતો, અને ચિતોડ તરફ કદમખાંટ પોતેજ ચોકી લઇને ગયો છે માટે આપણને આ જગોએ બતાવ્યો છે તે તેણે ઘણુંજ ડહાપણનુ કામ કર્યું છે.

પેહેલા તરૂણ સ્વારે કહ્યું કે અલબત તેની નિમકહલાલીને માટે માહારો ઘણોજ ઉમદો અભિપ્રાય છે. પણ ધાર્યા કરતાં વીલંબ વધારે થયાથીજ માત્ર ચિંતા થાય છે.

બીજા જુવાને કહ્યું કે મેહેરબાન! ધીરજના ફળ મ્યારાં છે. જરાક સબુર રાખીને સાંભળો તો ખરા! કાંઇક ઘોડાની ખરીયોનો અવાજ માલુમ પડે છે.

હાં હાં એજ, બસ, હવે કંઇજ ચિંતા નથી. એજ આવતા હશે. કેમકે આ સ્થળે બીજુ કોઇ પણ અત્યારે આવે એમ સંભવ નથી. એમ કહીને બન્ને જણની નજર દક્ષીણ દીશા તરફની ઝાડીમાં છેક નજીક સુધી લાગુ રહી. એટલામાં તો ચાર રજપુત સ્વારની સાથે એક ભવ્ય ચેહેરાવાળો અને એક મ્યાનાની સાથે ચાર ચાર દાસીયો, એ પ્રમાણે એજ વડ વૃક્ષની પાસે આવીને થોભ્યા. અને એજ વખતે બન્ને તરૂણ સ્વાર યોદ્ધાઓએ તેઓની હર્ષ સાથે ભેટ લીધી; તરૂણ જુવાને પેલા આવેલા સરદારને તમામ ગોઠવણી કહી બતાવી પછી તે આવેલો સરદાર પેલો મ્યાનો તરૂણ સ્વારને સોંપીને ચાર સ્વાર સાથે તુરત પાછો ચાલતો થયો અને પેલા બન્ને તરૂણ સ્વાર

પેલા મ્યાનાને ઉપડાવીને સારા જાબતા સાથે બીજે રસ્તે રાતોરાત ચાલવા લાગ્યા.

આ વારતાનો નાયક મુખ્ય મધુકાન્તા છે તે હેદરના છુપા લશ્કરમાં ફકીરના વેશથી પ્રવેશ થએલો હેદરની મુલાકાત લઇને કદમ ખાંટ તરફ સત્વરથી ચાલ્યો ગયો હતો; ત્યાં જઇને કદમ ખાંટના ભાઇને તૈયાર કર્યો હતો, કદમ ખાંટનો ભાઇ હેદરની છાવણીમાં યુક્તિથી જઇ પોહોચ્યો હતો; તે દીવસે રાત્રીએ પવન ઘણો ફુકાતો હતો તેથી તેનો ભારે સોર સપાટામાં તે વૃક્ષ ઉપર ચઢી ગએલો હતો અને નીયમીત ઠેકાણે કાગળ આપી આવ્યો હતો, સબબ તે કામ કરવાને માટે તેને મોકલ્યો હતો અને ખુદ કદમ ખાંટને ચીતોડના મહારાજા ભિમસિંહ ભણી મોકલ્યો હતો તેમાં જંગલમાં આવીને મળવાને તથા ચંપા રાણીને આ તરફ મોકલી દેવાને મધુકાન્તાએ જણાવ્યું હતું તે પ્રમાણે રાત્રીની વખતમાં ભિમસિંહ પોતાની રાણીને લઇને મધુકાન્તાને સોંપવા સારૂ આવ્યો હતો, મધુકાન્તાના મુખથી તમામ હેવાલ તેણે જાણી લીધા હતા અને હવે કેવી ગોઠવણ કરવી તેના માટે મધુકાન્તાની સલાહ લીધી હતી. તે સમય સમઝીને ભીમસિંહ પોતે ત્યાં તેટલાજ પુરતુ રકીને તુરત પાછો ચિતોડ જવાને રવાને થયો.

## પ્રકરણ ૧૧ મું.

—:૦:—

### છુપી છાવણી

#### મુસીબતનાં મોજાં.

હવે આવતી કાલે રાત્રીની વખતે થતા જંગલમાં વાહોમ કરવાને માટે અને માલિકની ખરી નોકરી બજાવવાને જવું છે એમ સમઝીને

લશ્કરી સરદાર હૈદરે આજના પ્રાતઃકાળમાં નિમાજ પઢીને પોતાના લશ્કરમાં મધ્ય ભાગે છાવણીમાં ઉભો રહીને બધા લડાયક યોદ્ધાઓને બોધ દેવા લાગ્યો કે મારા પ્યારા લડાયક શુરા મરદ જુવાનો! સાંભળો આવતી કાલે રાત્રે તમારે ઘણીજ સાવચેતીથી આપણા માલીકની કામગીરી બજાવવાને ચીતોડના મેદાનમાં આપણા શાહના લશ્કરમાં સામેલ થઇ જવાનું છે માટે કાલે સાંજના ચાર વાગતાં કુળમાં તમે તમારા કામથી અટપીને તૈયાર રહેજો. મ્હારા પ્યારા મરદો તમે અત્યાર સુધી તલવારના જોરથી સારી કીર્તી મેળવી છે. અને દીલ્હ પાયતખ્તના રક્ષણ માટે ખાસ તમારોજ આધાર રહેલો છે આપણા માલીક બાદશાહ તમારી કદર સારી કરે છે અને પોતે જાણે છે કે મારા શુરા જવાન મરદોથી મારા રાજ્યનું ભુષણ સબળ અને આબાદ રહેલું છે.

મારા પ્યારા દોસ્તો! હું અને તમે પોતાની પ્યારી બીબીયો ઉપરનો અધિક મોહનો ત્યાગ કરીને જંગ રૂપી રંગમાં રંગાઇ જવાને અને તે રંગમાં મસ્ત થઇને પડવાને જે નિકળ્યા છીએ તે રંગમાં પડયા બાદ અકસ્માતની હુર્માઓ તમને વરવાને માટે તૈયાર થઇજ રહેલી છે. શુરમરદને કોઇનેજ તે ખુબસુરત પરીયો તમારા ગળા ઉપર હાથ મુકીને પોતાનો સાચો પ્યાર બતાવે છે. આહાહા! એ પરીયોના સહવાસનું એટલું બધુ સુખ છે કે તે સુખ પામ્યા બાદ બીજા કોઇ પણ પ્રકારના સુખને માટે ઇચ્છા રહેતી નથી. આ દુનિયામાં બાદશાહી સુખ તે સ્વર્ગની પરિયોના સહવાસ દુખ આગળ એક હજારમાં હીસામાં પણ મુકાબલા માટે લેખામાં આવતું નથી. માટે તેવું સુખ માહારા પ્યારા લડવૈયા જમે મરદો જ્યારે પામે છે ત્યારે મને ઘણોજ આનંદ થાય છે. માટે એજ સુખ મેળવવાને તમે

ઉમંગવાળા બની જાઓ; આ પયદલ સિપાહી ગીરીથીજ તમે તે વૈભવ પામવાના છો, ભલે કદી જન્મારા સુધા બિંદગી કર્યા કરો ભલે કદી પુકાર કરો પણ સિપાહીગીરીમાં જમે મરદપણાથી છેવટે જે સુખ મળે છે. તેવું બીજી કોઇ રીતથી મળાતું નથી મારા પ્યારા જુવાનો ! તમે ઘણુાજ ભાગ્યશાળી છો કે તમે સીપાહીગીરી સ્વિકારી છે અને તમારી સાથે હું પણ ભાગ્યશાળી બન્યો છું કે તમારા લીધે તમારી સાથે પરીયોની મજાહનું સુખ મેળવી શકીશ માટે આ વખતે અગર જ્યાં જ્યાં જંગ થાય તે વખતે તમારી તલવારને ખાસ બજાવવાને ચુકશો નહીં—આ પ્રમાણે આવતી કાલની રાત્રી સારૂ આજના પ્રાતઃકાળમાં પોતાના તમામ લશ્કરી માણુસોને કહીને ઉત્તેજીત કર્યા તે સાંભળીને સઘળા છુપા લશ્કરમાં આનંદનો ઘોસ થઇ રહ્યો આટલું કહીને તે હેદર પોતાના કામે વળગ્યો અને આવતી કાલે રાત્રી માટે કેમ કરવું તેના માટે ઘોડેસ્વારનો ઉપરી લશ્કરી અમલદાર અને બીજા અમલદારોને લઇને પોતાની રાવટીમાં જઈને ગુપ્ત સંકેત કરવા લાગ્યો આવતી કાલે રાત્રીને માટે સંકેત કાર્ય અને ગોઠવણુ મુકરર કરીને હેદર પોતાની રાવઠીમાં સાંજની વખતે પલંગમાં આળોટયા કરતો હતો; અને ચતુર અને અનુભવી હેદર દરરોજ પોતાના બુદ્ધિવાળા ભરૂસાદાર માણુસથી વેશ પલટાવીને ચીતોડ તરફ બાદશાહી છાવણીમાં લશ્કરી અમલદાર તરફ સંદેશા બાબત નવીન હકીકત મંગાવતો હતો; યદ્યપિ આવતી કાલે રાત્રે કતલ થવાની છે તેવો ભેદ બાદશાહી લશ્કરમાં કોઇ હારી શકયું નહોતું કેમકે ત્યાં તો ઉદેપુરના ભિમસિંહજી તરફથી જયાફતની ઉમદા વસ્તુઓ ઇનાયત થતી હતી. અને દરરોજ ગાનતાન નાચ મજરા અને ખુબસુરત દોલણોના હાથથી મરદંગ ઉપર થાપ પડતાથી સાથે મધુર માલાડની

રાગણી સાંભળવામાં આવતી હતી. પ્રેમ રૂપી રસની રેલમ છેલા થઇ રહેલી હતી. તેથી જે ભેદ હૈદર પામેલો છે. તે ભેદનું લેશ માત્ર પણ ચીતોડ તરફ બાદશાહી લશ્કરમાં દર્શાણુ જોવામાં આવતું નહોતું તેથી હૈદર આવતી કાલની રાત્રીના સંજોગ માટે રોકાઇ રહેલો હતો. કેમકે આવતી કાલની રાત્રીએ બાદશાહનું લશ્કર ઉપડવાનું છે અને તેની સાથે ભીમસીંહની પ્યારી રાણી ચંપા પણ દીલ્લી જવાનાં છે. એ પ્રકારે તે તરફ ચોકસ અફવા ચાલી રહેલી હતી; અને એવીજ અફવા હૈદરને મળતી હતી, તેથી હૈદર જે કંઇ ચોકસ છુપા ભેદ પામ્યો હતો તે ભેદ ખરો છે એમ હૈદર ચોકસ માની લીધો હતો તેટલા સારૂ આવતી કાલે રાત્રીએ પોતાનું લશ્કર સર્વ પ્રકારે ચોકસ તૈયાર રહે તેવી તેણે આજ્ઞા આપી હતી; પોતાનું લશ્કર છુપી રીતે રહ્યું છે તે વાત કોઇના કરવામાં આવે નહી તેવી યુક્તિ તેણે સારી યોજી હતી એટલે એવી રીતે યોજી હતી કે કદાચ કોઇ એકલ દોકલ કિંવા બે ચાર માણસના જથા સાથે કોઇ મુસાફર તે તરફ ભુલ્યો ભટક્યો જઇ ચઢ્યો હોય તો અને પોતાની છાવણી તેવા માણસોના જોવામાં આવી હોય તો તે હૈદર તે લોકને કોઇ પણ હરકત કર્યા વિના પોતાની છાવણીમાં લશ્કર ઉપડતા સુધી રોકતો હતો કદાચ કોઇ ભીલ કિંવા સિકારી માણસ તે તરફ ચઢી આવ્યું હોય તો તેને પણ પરેશાંન (કેદ) કરીને પોતાની છાવણીમાં રાખતો હતો તેથી તેની છુપી છાવણીની બાતમી બાહેર પડતી નહોતી તેથી હૈદરને નિશ્ચિતપણું હતું, અને જેવા નિશ્ચિંતપણાને લીધે લશ્કરી અમલદાર સુધાંઓને ભય વિના રેહેવાને ઠીક પડતું હતું તેમજ આ લશ્કર ઉપર કોઇ હિંદુ રાજા તરફથી અનાયાસ આફત આહાવી છુપી જગોમાં આવી પડશે તેવો તે વખતના બનેલા મામલા ઉપરથી શક આવતો નહોતો માત્ર

આવતી કાલે રજપુતો તરફથી કાવિતરૂં થવાનું છે એ વાત પોતે છુપી રીતે જે સમજેલો હતો તે સમજ સાથે વખતે પ્રસંગે આ તરફ કદાચ અનાયાસ આફત આવી પડે તો કોણ જાણે તેવી સહજ શંકા તેના મનમાં ઘુંચાતી હતી હૈદર ઘણો નિતિજ્ઞ અને ચાલાક બુદ્ધિવાળો ન્યાયી હતો, તે પોતે જાણતો હતો કે આ સંજોગમાં કોહોનો વાંક છે અને નિતિ વિરૂદ્ધ કોનું વરતન છે. એના નિશ્ચય માટે ખુદ પોતાના માલીકનોજ વાંક માનતો હતો, અને તેના માટે કદાચ રજપુત લોકો આવતી કાલે કપટથી કતલ ચલાવે તેમાં તેઓનો કંઇજ દોશ નથી એ પ્રકારે તેણે પોતાના ન્યાયી હૃદયમાં વીચાર ઠરાવ્યો હતો,

રજપુત લોકો બોલેલા વચનો મર્ણ પર્યંત સુધી પળે છે; વળી શરણે આવેલો ભલે કદી મુસલમાન હોય તોપણ તેને પોતાના મુછના વાળની માફક પાળીને સહાય થાય છે સત્યવાદી હોય છે, અને તેઓની ઉદાર વૃતિ પણ છે એમને સારી પેઠે જાણતો હતો. રજપુતો મરણીયા થઇને યુદ્ધમાં પડે છે તે વખતે તેમના હાથથી જે તલવારનો ઘાવ પડે છે તેનો અનુભવ હૈદરને સારી પેઠે હતો; એટલુંજ નહિ પણ રજપુતની વિરાંગના સ્રીયોને માટે ઘણો ધન્યવાદ આપીને બોલી જતો હતો કે લડાઇમાં કોઇ પણ વાસનામાં જેઓનું મન લુબ્ધ થતું નથી. કારણ કે પોતાના મરતા પેહેલાં તેઓનો કુટુંબ કબીલો દેવતામાં ખાખ થઇ જાય છે, તો પછી તે મરણીયા રજપુતો યુદ્ધમાં સાંની બાકી રાખે! શા માટે અને કોહોના માટે પોતાના જીવનના રક્ષણની કાળજી રાખે! આ પ્રકારે રજપુતોનો રીવાજ હૈદરને ઘણોજ પસંદ હતો અને પોતે ઉંઘમાં પણ લાવી જતો હતો કે અરે હાય! જો હીંદમાં તમામ રજપુત રાજાઓનો એકત્ર સબળ સંપ હોત તો અમે એક ક્ષણ માત્ર પણ હીંદ ભુમી ઉપર ઉભા રહેવાને ભાગ્યશાળી બનત નહી. પણ ખુદાની મરજી એમજ છે કે તેઓમાં સંપ નથી માટેજ ખોદેલા દરોમાં સરપને પેસવાનો વખત આવ્યો છે તો પણ વાઘની સુની ગુફા જોઇને પણ ભય લાગ્યા વિના રેહેતો નથી.

આ પ્રમાણે હેદરના હૃદયમાં ન્યારા વિચાર અથડાવા લાગ્યા અને આવતી કાલે રાત્રે શું થાય છે. તે હવે જોવાનો વખત નજીક આવ્યો છે આ પ્રમાણે વિચાર કરતાં કરતાં દીવાબતીનો વખત થયો અને નિત્યના ક્રમ પ્રમાણે લશ્કરી લોકો તાપણીઓ સળગાવીને રોટી વીગેરે રાંધવાના ધંધામાં લાગી ગયા અને પોતે કુરાન વાંચવા સારૂ દીપકની રોશની આગલ રાવટીમાં બેઠો પેહેલા પોહરની રાત હતી તેથી પયદલ અને સ્વાર લોકો ખાવા પીવાનું અટપીને કેટલાક લાવ-ણીઓના તાન ટપા ગાવા બેઠા. અને કેટલાક ટોળાં મળીને વાતોના ગપાટા ચલાવવા લાગ્યા કેટલાક સીપાહીયો પોતાના કુટુંબ કબીલાને મદદ કરવા લાગ્યા કેટલાક રંકુ અને કાયર હતા તેઓ વિચારમાં પડીને પોતાના સહોદર માટે કાળજામાં પડેલા હતા, આ પ્રમાણે પેહેલી રાત્રીમાં જ્યાં ત્યાં રંગ ઢંગની મજાહ ફેલાઇ ગયેલી હતી, જ્યારે બાર વાગ્યાનો વખત થયો ત્યારે તે લશ્કરમાં શાંન્તપણું જોવામાં આવ્યું. ઘોડેસ્વારો પોતાના બાંધેલા ઘોડાથી પંદર કદમ દુર દરેક જણે નિરાંતથી કરેલી પથારીયોમાં ઘસઘસાટ ઉંઘવા લાગ્યા અને પયદલ સિપાઇયોના પણ પોતાના હથીયાર જે કે બંદુક તીર કમાન ભાલા વીગેરે પોતપોતાનો સામાન પોતાને ઉસીકે ઓઢવીને સુઇ રહેલા હતા. માત્ર લશ્કરની આજુબાજુ ખુલ્લી તલવારથી ચોકી કરનારા જુદી જુદી જગ્યાએ તાપણી કરીને બેઠેલા હતા. આ જગ્યાએ કોઇ પણ પ્રકારનો ભય નહોતો તેથી તેઓ પણ નિવૃત વૃતિવાળા બનેલા દેહેશત વિનાના હોવાથી નિંદ્રાદેવીના બળવડે કરીને ઝોકાં ખાતા હતા એનો ખરૂં છે કે જ્યારે ભય અને ચિંતા હોય છે ત્યારેજ નિદ્રા ટકી શકતી નથી. પણ આ જગ્યા નિર્ભય અને છુપી હતી તેથી તેઓ ચાર દીવસથી રહેલા હોવાથી ભય નથી તેવો અનુભવ પામેલા હોવાથી ઝોકાં ખાતા હતા; સાડાબાર પછી જ્યારે એક વાગ્યો અને એક વાગ્યા પછી જ્યારે બે વાગ્યા તે વખતે તો આ

છાવણીમાં કેવળ શાંતરૂપી ચાદર પથરાઇ ગયેલી હતી. એટલુંજ નહી પણ દરેક સ્વારના ઘોડા પોતાની આંખો મીચી ત્રમ ઉપર વજન દેતાં ઝોકાં ખાતા હતા. તે વખતે કાળા રંગના કામળાં શરીર ઉપર ઓઢીને એક હજાર માણુસ બહુજ ધીમે ધીમે ઘુંટણુથી ચાલતા અને નીચા નમેલા કાળા કુતરાના આકારે જણાતા અને કાળી અંધારી રાત્રીમાં બિલકુલ દ્રષ્ટિએ પડે નહી તેવા હાથમાં એકેક હાથના જાડા અને તિક્ષણ ધારવાળા છરા પકડીને ડુંગરાની નીચાણ ઝાડીના માર્ગે ઉતરી પડયા અને જ્યાં ઘોડા બાંધ્યા હતા તે ઘોડાઓની પાછળ કોઇને પણ ખબર પડે નહી તેવી રીતે આગળ પોહોચ્યા અને ઘણીજ સત્વરથી તમામે ધારેલા સંકેત પ્રમાણે એકીજ વખતે હે પાંચસે ઘોડા બાંધ્યા હતા તે ઘોડાઓના આગળનાં અને પાછળનાં દોરડાં કાપી નાંખીને દરેક ઘોડાનાં પુછડાં મુળમાંથી કાપી નાંખ્યા એટલું કરીને તેઓ ઘણીજ ઝડપથી નજીકના ડુંગરાઓની ઝાડીમાં સંતાઇ ગયા.

આ તરફ લોહી સુતા ઘોડાઓ પુંછડાં વીનાના વેદના પામતા અને ગભરાઇ ગયેલાં ત્યાંથી કુદમકુદા કરતા આખી છાવણીમાં દોગડ દોડ મચાવી દીધી. અને હણહણ કરતાં અને જે કાંઇ અડફટમાં આવે તેને લાતો મારતાં દોડમ દોડા કરવા લાગ્યા. અંધારી રાતરી ઘોડાના દરેક સ્વારો બાબરા થઇ ગયેલા પોતાની પથારીયો અને હથીયાર મુકી પોતાનાં ઘોડાને પકડવાને માટે ત્યાંથી ઉઠીને તેઓ આમ તેમ નાશ ભાગ કરવા લગ્યા અને પયદલ સીપાઇઓ પૈકીના કેટલાક માણુસોને ઘોડાઓ અડફટ અને લાતોથી અડચણ થએલી હતી. તેઓમાંના સેંકડો માણુસો ઘાયલ થયેલા જમીન ઉપર પડી ગયેલા હતા. અને તેઓ પણ આ ઓચીંતા બનાવો આમ કેમ બન્તે ? અને એકાએક તમામ ઘોડાં શી રીતે છુટી ગયાં એવો વીચાર કરતા ઘોડાઓની અડફટમાં નહી આવવાને માટે પોતાની પથારીઓ

મુકીને દરેક ઝાડનું ઓઠું પકડીને ઉભા રહ્યા, આહાવો લાગ તપાસીને પેલી કાળી ધાબળી ઓઢેલા બે હજાર માણુસો એવી યુક્તીથી છાવણીમાં અંધારી ઘોર રાત્રીના અનુકુળથી ફરવા લાગ્યા કે દરેક પાયદલ સીપાહીઓની પથારીના ઉશીકેથી હથિયાર માત્ર ઉચકી ઉચકીને ડુંગરને રસ્તે ચઢવા લાગ્યા. આ તરફ આ લોકો હથિયાર રોકડ પૈસો બીસ્તર, અને શીપાહીયોનો તમામ સામાન વિગેરે લઇને કાકરડા લોકો અભેદ રસ્તા માર્ગે ડુંગર ઉપર ચઢી જાય છે ત્યારે બીજી તરફ ઘોડાઓની દોડમદોડા અને હણુહણાટનો ઘોર નાદનો પાર નહી આવતાં તે ઘોડાઓની લાત પ્રહાર તેની છાતીમાં કાળા રંગની અંધારી રાત્રે લાગતી હતી: આખી છાવણીમાં હાહાકાર વરતાઇ રહ્યો કોઇ સ્વાર કે પાયદલ સિપાહી પોતાની પથારી કિંવા બિસ્તર તપાસવાને માટે હીમ્મતવાન થયો નહી કેમકે ગભરાઇ ગયેલાં ઘોડાઓ અંધારામાં આમથી તેમ અનિયમિત રીતે દોડમદોડા કરે તેને અંધારામાં કોણુ પકડી શકે તેમ હતું? જ્યારે આ પ્રમાણે બન્યું ત્યારે તે વખતે તંબુમાંથી ગભરાઇ ગયેલો હૈદર આમ તેમ ફાંફાં મારવા લાગ્યો અને જેવો તે તંબુની બાહેર મેદાનમાં ઉભો રહીને જેને તેને બોલાવે છે તેવામાં તો એક ઘોડો જોર ભેરથી દોડતો આવતો હતો તેની અડફટમાં આવવાથી ગડીંગ ફઇને જમીન ઉપર પડી ગયો પડતાની સાથેજ કાળા રંગના અને કાળા કામળા ઓઢેલા ચાર માણુસોએ તે રસીથી બાંધીને જકડ બંધ કર્યો અને તેને ડોળીમાં બેસાડીને અને ઉચકીને ડુંગરને રસ્તે કયાં લઇ ગયા તેનો પત્તા લાગ્યો નહિ.

ત્યારે બીજી તરફ ને તંબુની અંદર દસ માણુસો ઘુસીને હૈદર પાસેની જવાહીર તથા રોકડ નાણાની પેટી તથા તેનાં હથિયાર વિગેરે લઈને અને પેલા બે તરણ રજપુત યોદ્ધાઓને પોતાની સાથે લઇને ડુંગર માર્ગે ચડી ગયા આ તરફ તે છાવણીની હથિયાર વિનાની સેન્યા અંધારામાં આમ તેમ ભટકતી અથડાતી અને એક બીજાને

ચાંટાથી બોલાવતી તથા સોરબકોર કરતી ગભરાયલી પોતાના માલીકના તંબુ આગળ જુવે છે ત્યારે ત્યાં પણ દીવાની રોશનીના થાંભલા પાડી નાંખેલા અને છેક અંધારૂં જોવામાં આવ્યું. હેદરની છાવણીમાં આ પ્રમાણે બનાવ જ્યારે બન્યો ત્યારે તે છાવણીની ચારે બાજુ દસ હજાર ભીલાક તથા ઠાકરડા લોકો ઢાલ તલવાર કામઠાં તીર અને છાવણીની બંદુકોનો ઉપયોગ કરીને તે છાવણીના માણસો ઉપર તુટી પડયાં, અને તેમાંના એકે એકનો નાશ કરી નાંખ્યો. માત્ર હેદરજીને જીવતો રાખવામાં આવ્યો હતો છતાં તે પણ શત્રુના તાબામાં સપડાયો હતો આટલું તોફાન થતામાં સુર્યનો ઉદય થયો અને તેના પ્રકાશથી છાવણીને મખલમ સામાન તંબુ રાવઠીઓ વાગેરે ઉપાડી લઇને જ્યાં ડુંગરાઓની ભયંકર લતામાં ગામ હતું. ત્યાં કદમખાંટ આગેવાન થએલો ચાલતો થયો.

મ્હારા પ્રિય વાંચકોને યાદ તો હશેજ કે ડુંગરી સ્થળમાં મર્દનો પોશાક પહેરનાર મધુકાન્તા તરૂણ સરદાર બનેલા કદમખાંટને જે આજ્ઞા આપી હતી તે આજ્ઞા પ્રમાણે તેણે ભીલક લોકોને ઘણી ઝડપથી ભગા કર્યા હતા અને બાદશાહને આવતી કાલે જતાં પહેલાં આ છાવણીવાળાને મત કરવો જોઇએ કે તે જગોએ બીજી ગોઠવણમાં હરકત પડે નહી એની તમામ ગોઠવણ ( મધુકાન્તા ) તરૂણ સરદારે કરેલી હતી· અને તે કામમાં વિજય પ્રાપ્ત કરીને અને લાખ રૂપિયાનો ઇસ્બાબ કબજ કરીને કાર્ય સાધ્ય કરી લીધું.

હેદરને ચાલાક અને બળવાન ઠાકરડાઓની ચોકીમાં એક ઉત્તમ ઝુંપડીમાં અને બીછાનું આપીને તેને રાખવામાં આવ્યો અને તેને ખાવાપીવાની શરભરા ઉત્તમ પ્રકારની રાખવામાં આવી.

થોડીકવાર થઇ એટલે તે તરૂણ સરદાર પોતાની સાથેના માણસના માથે ચાંદીનો ટાટ ઉપાડાવીને તેમાં દુધનો કટોરો ઉન્હો બાજરીનો રોટલો: ઘીઇ અને બે ત્રણ જાતની તરકારી બનાવરાવીને

હૈદરના પાસે ઝુંપડીમાં પ્રવેશ કરીને તેમના આગળ મોટા માનપુર્વક મુકયું.

તે જોઇને હૈદરે ઉંડો નિશ્વાસ મુકયો અને પેલા તરૂણ સરદારને જોઇને કહેવા લાગ્યો કે મેહેરબાન! જેની રોટી મેં ખાધી છે તેના ભેગી આ રોટી કદી પણ મળશે નહિ હું કાંઇ પણ વસ્તું અહીં ખાવાને ઇચ્છતો નથી. માત્ર આ દુનિયાનો ત્યાગ કરીને ચાલ્યા જવું એજ દુરસ્ત લાગે છે. હવે જો તમે મહારૂ ભલું ઇચ્છતા હો તો તલવારના એકજ ફટકાથી મારૂ માથું જુદુ કરી નાંખો હવે હું બાદશાહને શા માટે મુખ બતાવું! કેમકે હું જીવતો છતાં મુવેલા જેવો છું મારૂં પરાક્રમ અને શૌર્ય સઘળું પાતાળમાં પેશી ગયું છે. હવે હું કેવળ હીજડા જેવોજ બની ગયો છું માટે હું મારૂં મોઢું કોઇને પણ બતાવવાની ઇચ્છા રાખતો નથી. કે મારી પાસે ફક્ત જમૈયો કિંવા કટાર હોત તો હુ ક્યારનોએ મર્ણ પામ્યો હોત પણ આ ખોળીયામાંથી પ્રાણને શી રીતે ત્યાગ કરવો તેના માટે સેહેલો ઇલાજ મારી પાસે નથી. મને બંદુકની ગોળીથી ઇયા તલવારના એકજ ફટકાથી ઉડાવીદો કે એક ક્ષણવાર સુધી મને દુખ ભોગવવાનો વખત રહે નહિ.

હૈદરનું આવું વચન સાંભળી તરૂણ સરદારે (મધુકાન્તાએ) કહ્યું કે સિંહ પરાક્રમી છે છતાં પાંજરામાં પડે છે; વિકાળ સર્પ સાંડસાથી પકડાય છે પણ તેને કોય હાથમાં ઝાલી શકતા નથી—માટે જે તલવારે બહાદુર અને શુરા મર્દ છે એજ ચઢે છે અને પડે છે. અને બંધનમાં ફસાય છે પણ શીયાળ તથા કુતરા જેવા કંગાલ પ્રાણી પરાક્રમ વિનાના સામે પણ કોઇ જોતુ નથી માટે તમે શા માટે અફસોસ ચાઓ છો.

તમારી શેવા યોગ્ય સન્માન સાથે બજાવવી એ અમારૂ ખાસ કામ છે. કોઇ વખતે અમે પણ તમારા સપાટામાં આવીએ અને પરેશાન થઇ પડીએ ત્યારે અમારી યોગ્ય સારવાર કરવી એ તમારૂ

કર્તવ્ય છે. અને જે લડાઇ થાય છે તે માત્ર નિતિ વિરૂદ્ધ થતિ નથી. તો પછી અમારી સારવાર તમારે કરવી અને તમારી ઉત્તમ પ્રકારની સારવાર અમારે કરવી એ ખાસ રાજનીતીનો ધર્મ છે; માટે તમે તેવા વિચારથી સંકાચાશો નહી.

હૈદરે કહ્યું કે એ વાત ખરી છે. પણ અફસોસ કે મારા લશ્કર પૈકીનો એકપણ માણસ મને પાણી પાવાને રહ્યો નથી;અરે હાય અલ્લાહ ! મારા ઉપર આટલી બધી આફત ! એવો મ્હેં કયો ગુન્હો કર્યો છે.

તરૂણ સરદારે કહ્યું કે ગુન્હો થયા વિના પરમેશ્વર સજા કરેજ નહી. પણ તમે વિચાર કરશો તો તમને યાદ આવશે; કે પેલા બે રજપુત સરદારો અગર કપટ પ્રપંચથી વાત કરીને તમે તેઓને નાહક ફસાવ્યા હતા.

યા અલ્લાહ ! અલબત હું પરમેશ્વરનો ગુન્હેગાર ખરો પણ એ ભાઇ મ્હેં મારા અન્નદાતાની નોકરી બજાવી છે અને તે કામ કરવામાં માહારી નિમકહલાલી મુદ ખુદાએ પોતાના ન્યાયી ચોપડામાં દાખલ કરી દીધી છે, આ પ્રમાણે હૈદરે પોતાનું કર્તવ્ય જણાવ્યું.

અલબત ! ત્યારે તમે છુપા રહેલાઓને પકડવાને માટે ચિતોડ ગઢના નિમકહલાલ નોકરોએ ઉદ્યોગ કરેલો છે. તેના માટે ખાસ ખુદાએ પોતાના ન્યાયી ચોપડામાં નિમક હલાલી દાખલ કરી છે. એમ શા માટે ન કહેવાય ! અલબત ! જે માણસ પોતાના ધણીનું અન્ન ખાય છે તે માણસે નિમકહલાલી બજાવવી અને બજાવે તેના માટે કાંઇજ દોશ નથી પણ જ્યારે જેના તરફ ભાવીબળ અનુકુળ હોય ત્યારે તેના તરફ વખતે વિજય થાય એ પણ સ્વભાવિક છે સબબ તેમાં તમારે અફસોસ થવાનું કાંઇજ કારણ નથી. એમ તરૂણ સરદારે કહ્યું.

ત્યારે તમે મને અત્યારથીજ બિન હથિયારવાળો ક્ષમા આપીને છોડી મુકો કે જેથી હું ગમે ત્યાં ચાલ્યો જાઉં. હૈદરે નીચું માથું ઘાલીને ઉત્તર આપ્યો,

હા એ વાત અમારે મંજુર છે પણ આવતી કાલે સાંજની વખતે ગમે ત્યાં જવાને પરવાનગી આપવામાં આવશે.

હેદરે નેત્રમાંથી આંસુ કાઢીને કહ્યું કે સરદાર સાહેબ! હવે હું શાહને મોઢું નહી બતાવું. કારણ કે મારા મનમાં રહેલી નિમકહલાલીના પરીણામ તે કદીપણ માનશે નહી. અને ઉલટમાં તેમનો થયેલો હુકમ તોડયાની મને સજા થશે, અરે હાય, સત્ય હૃદય માટે તે વખતે પરમેશ્વર પણ મને સ્હાય થાય તેમ નથી. તો પછી હું શીરીતે મોઢું બતાવું! બસ હવે આજે તમારૂ અન્ન ખાઇને એજ પ્રતિજ્ઞા કરૂંછું કે તમારી સામે હું કદી પણ આવનાર નથી. અને ગમે તે સરદાર તરફ ચાલ્યો જઇશ. માટે હું એજ વિનંતી કરૂ છું કે મને આજે અત્યારથી છોડી મુકો તો હું તમારો જીંદગી સુધી ઉપકાર નહી ચુકું.

જ્યારે તમારૂ હૃદય શુદ્ધ છે ત્યારે એટલી બધી ઉતાવળ કરવાનું તમારે શું કામ છે! તમને અહીંયાં શું દુઃખ છે!

તરૂણ સરદારનું વચન સાંભળી હેદર ઘણું મુચાયો અને તેના મનના વિચાર સ્ફુરણારૂપી કપટ બંધ થઇ ગયા કાંઇ પણ બોલી શકયો નહી પાપીષ્ટ વૃતિયો આ વખતે તેનાથી બાહેર નીકળી શકે તેવી નહોતી વળી પોતાની કપટબાજી આ લોકોના જાણવામાં આવી ગઇ તેવી તેને ખાત્રી થઇ ગઇ તેથી તે આ બંધનમાંથી મુકત થવાની આશા મુકતો અને પેટમાં લાગેલી ભુખ માટે ન ચાલ તણે આવેલા ટાટમાંથી ભોજન કરી લીધું.

બપોરનો વખત થયો એટલે એજ તરૂણ સરદારે કદમખાંટને બોલાવીને બંદોબસ્ત કર્યો કે તમારા તરફની દસ હજાર કામઠી ઠાકરડાઓ ડુંગરના માર્ગે ચીતોડઘઢ રાજધાનીની પાછળ રાત્રી વખતે આવીને હાજર થાય તેમ કરવું. અને આ સેનાપતિને ચોકી પેહેરામાંથી મારા આવતા સુધી તેને વિહીલો મુકવો નહી. અને તેમાંથી કદાચ નાસે તો તેના બે ટુકડા કરી નાંખવા. અને ન નાસે તો મારા આવતા

સુધી તેને ખાવાપીવાની શરભરા ઉમદા રીતથી રાખવી અને પોતાની બહેન જે કે બીમાસંહની સ્વરૂપવાન સ્ત્રી ચંપાને તે કદમખાંટના એક બગી જબરજસ માણુસોના સાંભળતાં ઉત્તમ રીતથી રાખીને અને સર્વ પ્રકારનો બંદોબસ્ત કરીને પોતાનો પ્રિય પતિ ગંભીરમલ્લને તથા તેના સાથીને લઇને ગઢ તરફ રવાને થયા.

## પ્રકરણ ૧૨ મું.

### યુદ્ધના પડઘા અને શાંતિ.

આમ અચાનક જોઇએ તેવો સમય આવવાથી રજપૂતોમાં શૌર્ય પ્રગટયું; રગેરગે શરાતનના ઓપ ચડવા લાગ્યા; ગભીરમલ્લ પોતાની સ્ત્રી મેવાડની સીંહણ મધુકાન્તાના આવા શૌર્ય ભર્યા કાર્યોથી બહુજ ખુશ થયો. પોતાને આવા ઉમદા, અને કષ્ટના સમયે મદદગાર સ્ત્રી મળી તે માટે તે પ્રભુનો આભાર માનવા લાગ્યો;

પ્રિયે! તમારા સાહસથી, મને ખુબ હર્ષ થાય છે! તમે જો મને ન છોડાવ્યો હોત તો મારે મોત સિવાય બીજો કશો રસ્તો ન હતો! ખરેખર દેવી હું તમારો ખુબ ઋણી છું તમારૂં ઋણ હું કઇ રીતે વાળવાનો હતો! ગળગળા અવાજે ગભીરમલે મધુકાન્તાને કહ્યું.

નાથ? આ શું બોલો છો? હું તો તમારી દાસી છું. તમારા ચરણમાં મારૂં સ્વાર્પણ કરવાનો હું મારો ધર્મ સમજુ છું મેં આપને માટે શું કર્યું! રાજપુતોની સ્ત્રીઓમાં વીરતા હોવી જોઇએ; મારામાં જે થોડી ઘણી વીરતા તમારા સહવાસે આવી હતી તેનો મેં તો માત્ર ઉપયોગ કર્યો! એમાં તમે મને શા ઉપકારી ગણો છો?" મધુકાન્તાએ હૃદયના આનંદથી જવાબ આપ્યો. "વારૂ હવે ચિતોડ ગઢના શા સમાચાર છે?" નવાજુની જાણુવાના હેતુથી ગંભીરમલે વાત ફેરવતાં મધુકાન્તાને પુછ્યું "હવે તો આપણે બધી તૈયારીઓ કરી ચૂકયા છીએ આજે આપણે શરત પ્રમાણે ચંપાને અલ્લાઉદીન પાસે મોકલવાની છે. તેની સાથે આપણા પાંચસો સૈનિકો સ્ત્રીવેશમાં

જશે. ને હુમલો કરશે; બીજી તરફ ઝાડીમાં સંતાડી રાખેલી કદમખાંટની ભીલ સેના હુમલો કરશે? એ મદાંધ રાજવીને પણ ખબર તો પડશેજ કે રજપૂત સ્ત્રી આર્ય બાળાપર ખરાબ નજર કરતાં કેવા કારમા પરિણામો ભોગવવા પડે છે? સીંહણને મેળવતા શીયાળ મોતના જડબામાં પડે છે? સીંહણ એ કદીય શીયાળ સાથે રહે ખરી? હું શુદ્ધ ક્ષત્રી છું?" ઉશ્કેરાટ ભર્યા અવાજે મધુકાન્તાએ કહ્યું

અને જોતજોતામાં તેઓ ગઢ આગળ આવી પહોચ્યા. ગઢ પાસે ભીમસીંહ રાહ જોઇ રહ્યો હતો. પોતાના સાઢુ ગંભીરમલ અને મેવાડની સીંહણ મધુકાન્તાને જોઇ ખુશ ખુશ થયો;

"કહો? કેમ કુશળ છોને?" ભીમસિંહે ગંભીરમલને પૂછ્યું ભીમસીંહના શબ્દે ગંભીરમલ ઘવાયો હતો. તેને પોતાની મૂર્ખતાનું ભાન આવ્યું હતું. રાજપૂતો વિશ્વાસ રાખે છે એ ગંભીર ભૂલ કરે છે એમ લાગ્યું હતું પણ શું કરે? થઇ ગયું એ હવે કદાપી નથી થયું એમ ગણાવાનું તો નથીજ. આમધારીને તેણે હિંમતથી જવાબ દીધો. "બનવાનું ગયું? આ સીહણના સાહસથી હું બચ્યો. તે આજે તમે જોઇ રહ્યા છો; તમે પણ કુશળછોને સહુ સારાવાના થશે નાહિ તો "કહેતા કહેતા તે એકદમ અટકયો; ભીમસિંહને વિચાર આવ્યો કે કેમ એકદમ અટકયા તેણે આતુરતાપૂર્વક પૂછ્યું.

"કેમ? ગંભીરમલજી થોભ્યા નાહ તો શું?"

"ખરાબ થાત! વચમાંજ મધુકાન્તા બોલી ઉઠી. "ત્યારે શું? બન્યું હતું કેમ? એતો મને કહો" ઘણીજ આતુરતાથી ભીમસિંહે પૂછ્યું

"અમે ઘેનમાં મસ્ત બન્યા હતા. અને ઝાડ આગળ બેઠા હતા ત્યાં અને મુસલમાન સરદાર જે છુપાઇ રહેલો હતો તે મળ્યો અમારી પાસેથી બધી વાત મેળવી લીધી; તેને વ્હેમજ હતો કે રજપૂતો કદીયે પોતાની સ્ત્રી બીજાઓના હાથમાં સોંપતા નથી; એ ટેકને ખાતર તો હજારો રાજ્ય રોળાયા ઘણા મરાયા. અને કેટલી સ્ત્રીઓ જીવતી

બળી મરી પણ કોઇ પણ સ્ત્રી મ્લેછોને હાથ ગઇ નથી તેમણે તો દરેક સ્થળે એજ હેતુથી થાણા ઠોકયા હોય છે પણ કયાંય તેમનો એ હેતુ સફળ થતો નથી; ત્યારે એ ક્ષાત્ર વંશનો ઝળકતો સીતારા શો મેવાડનો રાણો ચિતોડગઢનો રાજા ભીમસીંહ આમ પોતાની રૂપ સુંદરી સ્ત્રી ચંપાને અલ્લાઉદ્દીનને કબજે સોંપી દે એ વાતજ અશકય છે: અલ્લાઉદ્દીન એમાં ફસાયો છે અને રજપૂતો વખત જોઇને હુમલો કરશે માટે મારે કરણ વાધેલાની સામે યુધ્ધે જવાનું માંડી વાળવું અને જો રજપુતો આમ છુપો હુમલો કરશે તો હું પાછળથી જઇ અલ્લાઉદ્દીનને મદદ કરીશ જેથી રજપૂતો મરશે; શાહ જીતશે અને મને ઇનામ મળશે; પણ એ હેતુ સફળ ન થયો.

"ઇનામ મળી ગયું" વાત તોડતાં મધુકાન્તાએ કહ્યું.

"શું મળ્યું?" આતુરતાથી ભીમસિંહે પ્રશ્ન કર્યો

"કેદ પકડાયો, તેના સૈન્યો કપાઇ ગયા, અને ભારે ખાનાખરાબી વચ્ચે તેને જીવતો પકડયો! હાલતો તે ભીલ સરદાર પાસે છે; આપણે યુદ્ધમાંથી પરવારીશું પછી વાત; પણ તમે હવે તૈયારી તો કરીજ હશે?" મધુકાન્તાએ પૂછયું.

"મધુકાન્તા! મને ચંપાને અલ્લાઉદ્દીન પાસે મોકલવી એ શરમ ભર્યું લાગેછે! મારી રગરગમાં ક્ષાત્રતેજ છે; મારૂં લોહી ઉકળી આવે છે!

તીક્ષ્ણ છે આ ધારમારા શસ્ત્રની,
તલવારની
હિંમત હૃદયમાં છે ઘણી
શૂરવીરતા રગરગ ભરી
માગ જીવ્યા છતાં મારી ગ્રીવાને
કોણ અડકી શકે?
મારી નજરની મહી
અરે કોણ ત્યાંથી જઇ શકે
મારી નજરની મહી
અરે કોણ ત્યાંથી જઇ શકે

ભીમસિંહ! ભીમસિંહ! તમે બાજી લગાડશો; આપણા ધારેલા દાવ આમ કરવાથી અફળ જશે ને આપણે રોળાઇ જઇશું માટે તમે સમજીને પગલાં ભરો; ઉતાવળા જરાપણ ન થશો;

જેવી તમારી મરજી! રાણીજી તૈયાર છે;

"ચંપા બ્હેન ચાલો! તમે જરાપણ ફીકર ન કરશો; આપણે ત્યાં પહોંચીશું કે તરતજ તમને પાછા ગઢપ્રતિ મોકલી દઇશું તમારી સામે આડી આંખ કરવાનો પણ અવસર એ હરામી અલ્લાઉદ્દીનને મળનાર નથી જ માટે તમે બેફીકર રહેજો. "જેવી પ્રભુની મરજી!" નિશ્વાસ નાંખતા ચંપાએ કહ્યું.

વખત થયો હતો. ભગવાન ભાસ્કરના તેજ કિરણો ચોમેર પ્રગટી રહ્યા હતા; આખા ગઢમાં આ વાતની જાણ થઇ ગઇ હતી; સહુ કોઇ ગમે તેમ વાતો કરતા હતા કોઇ નિંદતું તો કોઇ વખાણતું એવામાં પાંચસો ડોળીઓ ત્યાં હાજર થઇ; પહેલાં બસો ડોળીમાં સ્ત્રીવેશે રજપુતો હથીઆર સંતાઇને ભરાયા, વચમાં ચંપાદેવી બેઠા અને ત્યાર પછી ત્રણસો બીજા રજપુતો સ્ત્રીવેશમાં બેઠા. એ ડોળીને ઉપાડવા માટે ઉપાડનારા વેશમાં ચાર ચાર રજપુતો હથીઆરો છુપાવીને તૈયાર હતા. આમ લગભગ અઢી હજારનો કાફલો તૈયાર થયો ને ત્યાં ગયા;

આ વખતે શાહ અલ્લાઉદ્દીન નિમાજ પઢતો હતો. બપોરનો સમય હોવાથી સૈનિકોનો મોટો ભાગ આમ તેમ રખડતો હતો; કેટલાક ઉંઘતા હતા. કેટલાકને તો હથીઆરના પણ ઠેકાણાં ન હતાં; આમ તેઓ લડાઇ માટે કોઇ પણ રીતે તૈયાર હતાજ નહિ એવામાં રજપુતોનું સૈન્ય સ્ત્રી વેશમાં આવી પહોંચ્યું.

"જહાંપના! ભીમસીંહકી રંડી આઇ હૈ" નીમાજ પઢતાં અલ્લાઉદ્દીનને તેના ચોપદારે ખબર આપી

"હા! રંડી આઇ હૈ! અચ્છા હૈ? કહાં હૈ! મેં ઉનકી રાહ દેખતા હું! જાવ જલ્દી ઉન્કુ મેરી પાસ મેં બોલા લાવ?" નમાજ

નમાજને ઠેકાણે રહી. ચંપાના આવાગમનના ખબર મળતાં રાજાને હર્ષ થયો. તેણે તરતજ પહેરેગીરને તેડવા મોકલ્યો પણ થોડીવારમાં તે પાછો આવ્યો.

"ક્યું? કૈસા હુઆ? ખુબ આતુરતાથી અલ્લાઉદ્દીને પૂછ્યું જહાંપના! વો તો આપકુ બુલાતી હૈ! વો કહતીહૈયકી જહાંપના મેરે સામે ન આવે ઔર હુંડા આવે ઉસીસે તો હમારા અપમાન હોતા હૈ! શાહકુ બોલો કે આપ જો સામના નહિ કરો તો હમ તરતમેં વાપીસ હો જાયેગા!"

આટલું સાંભળતાંજ શાહ એકદમ કુદયો; તેણે તરતજ પોતાના નવા નવા આભુષણો સજી દીધા અને દોડયો અંગે અંગે અત્તર બ્હેકી રહ્યું હતું. તરતજ પાલખીઓ પાસે જઇ પહોંચ્યો; કહાં હૈ આમ બોલતો શોધવા માંડયો; એટલામાં મધુકાન્તા જે સ્ત્રી વેશમાંજ હતી તેણે અલ્લાઉદીનને કહ્યું કે ચંપાદેવી તો વચમાં છે ચાલો હું બતાવું શાહ હાજર થતો તેની સાથે ચાલ્યો.

બીજી બાજુથી અગાઉથી નક્કી કર્યા પ્રમાણે ચંપાની પાલખી પાસે અલ્લાઉદીન આવી પહોંચતા પાછળથી અને આગળથી સ્ત્રી વેશને ફગાવી દઇ શસ્ત્ર ચમકાવતા સિપાઇઓ આવી પહોંચ્યા શાહ શસ્ત્રો જોઇ ચમકયો;

"ક્યા દગા?" તેણે મોટેથી અવાજ માર્યો.

શાહ! દગા નહિ હય! યહ તો આપકુ પાઠ શીખના મીલનાતા હય કે કોઇ રજપુત સ્ત્રી કીસી તરહસે આપકુ આગે મીલનેવાલી નહિ હય? કીસી સ્ત્રીપ કોઇ હરામખોરકી નજર ઠેરતી હય તો વો હુરકે પાસ ચલા જાના ચાહીએ; આપકાભી યહી ન્યાય હોના ચાહીએ ઇસ વાત પર હમ આપકુ સામને લડનેકુ આયા?" મધુકાન્તાએ સામો જવાબ આપ્યો.

"મગર હમ કોન હય! સોચમેં આતા હય

" આપ જો હોતો હોનેદો ! આપ શાહ હો ઔર રાય હો હમકું ઇસ વાતસે જરા ભી નીસ્બત નહિ હય ! હમતો યહી નજર કરને વાલા ! હમારા ચંપારાણીની સામે દુષ્ટ નજર કરનેવાલાકી હસ્તી મિટાના ચાહતા હય ! બસ ઔર કુચ્છ નહિ.

" સિપાઇઓ ! ચલાવ "

અને હુકમ મળતાં સિપાઇઓ દોડયા આમતેમ રખડતાં અલ્લા-ઉદ્દીનના સિપાઇઓના ધડથી માથા જુદા થવા લાગ્યા પણ થોડાકની સંખ્યા કપાઇ ત્યાં તો સૈન્ય વ્યવસ્થીત બનીજ ગયું. અને તેણે રજપુત સૈન્ય સામે હુમલો કરવા માંડયો શાહ તો વિચારમાંજ પડયો તેણે એક ટુકડી લઇ ચંપા, મધુકાન્તા ભીમસીહ અને ગંભીરમલને ઘેરી લેવા, પકડવાનો પ્રયાસ કર્યો; ચંપા આ સ્થીતી જોઇ ગભરાઇ ગઇ. તેના હૃદયમાં ભારે વેદના થવા લાગી, મધુકાન્તા તેને આ પ્રસંગોમાં ભારે હિંમત આપતી હતી;

" બ્હેન મારાથી આ જોયું નથી જતું " ચંપાએ ગદગદ ભર્યો કંઠે જવાબ આપ્યો;

આમ નાહિંમત બનવાનો આ પ્રસંગ નથી અત્યારે જો હિંમત હારીશ તો આખી બાજી આપણે ગુમાવી બેસીશું હવે તને જલદી ગઢ તરફ મોકલી આપવાની તઇયારી કરૂં છું."

" બદમાશ કાફરો તૈયાર હોજાવ " સામેથી અલ્લાઉદ્દીને પડકાર કર્યો. આખુ સૈન્ય જોતા ચારજણના રૂંવા ઘડીભર તો ઉંચા થઇ ગયા બધાને સ્હેજ વિચાર થયો પણ વિચાર કરવાનો આ સમય નહતો. ભીમસિંહ અને ગંભીરમલે તલવારો ચલાવા માંડી. પણ મોટા સૈન્ય આગળ એ બે જણનો શો હિસાબ.

એવામાં મધુકાન્તાને કંઇક યાદ આવ્યું તેણે તરતજ બ્યુગલ ફુંકયું અને ઝાડીમાંથી એક પછી એક ભીલો દોડતા આવ્યા કદમ-ખાંટની આગેવાની હેઠળ આવેલા ભીલ ટોળાએ મુસ્લિમ સૈન્યનો કચરઘાણ કાઢયો આ અલ્લાહ કરતાં સૈનિકો પડવા માંડયા અને

મધુકાન્તાએ ચાતુરાઈથી ચંપાને ગઢમાં મોકલાવી આપી આમ રજપુતો મરણીયા થયા હતા તેવામાં અચાનક તેમને મદદ મળતાં તેઓ વધુ ઉત્તેજીત થયા. તેઓ કોઈપણ હીસાબે જીતવા માંગતા હતા.

એવામાં નાસોની બુમ પડી. રણમેદાનમાં ઘુમી રહેલો અલ્લાઉદ્દીન નાસવા માંડયો; પણ રજપુતો હવે તેને જીવતો જવાદે તેવા ન હતા. તેમણે પણ તરતજ પુંઠ ફેરવી ને પડકાર કર્યો ચંપાને બદલે તલવારના ઘા તો લેતો જા! પણ અલ્લાઉદ્દીન પાછું જોવા પણ હિંમત કરી શકયો નહિ પણ રજપુતો તેને છોડે તેમ ન હતા તેમણે પણ શાહને પોતાનો પડછો બતાવવાનો નિશ્ચ કર્યો હતો. તેઓએ શાહની પુંઠ પકડીને દોડતા જતા એ શાહને પકડયો એવામાં પાછળ કદમખાંટ પેલા શાહના વજીરને પણ ત્યાં લઈ આવ્યો શાહ તેને જોઈ રહ્યો;

"યા! સુભાનઅલ્લા! એ કયા"

"નામ વર! યહ પાપકા ભોગ હય? પેલાએ કહેવા માંડયું

"પણ તેરે કું તો કર્ણ કે સામને ભેજાથા ઓર યહાં કયાં સે?"

"યે ઓર વાત હય?"

"કેમ શાહ? આવી બન્યું હોય એમ લાગે છે.

"રાજપુત વીર હમારા ગુન્હા, એ અદબી માફ કીજીયે હમ ફીર કભીસે રજપુત સ્ત્રી કે સામને આંખ ન કહેરાએંગે! હમ મરજાય તો અચ્છા હય પરહમ એસા કૃત્ય કભી ન કરના ચાહેગા!

"કેમ?" ભીમસિંહે ગંભીરમલ તરફ જોયું

"જવાદો! ગંભીરમલે જવાબ આપ્યો;

"દેખના! અબ જાના દેતા હું મગર ફીર એસા ન હોના ચાહીએ!" કંઈક શીખામણ આપતાં ગંભીરમલે તેને જવા દીધો;

× ×

ઉષાના તેજ કિરણોએ ચિતોડગઢ ઝળહળી રહ્યો હતો; આજનું પ્રભાત આનંદમય ભાસતું હતું. બાજુના એ શયનગૃહોમાં આજે

અનંદ છવાઇ રહ્યો હતો રાણી ચંપા ત્હારા સ્નેહ કાજે આ બધું! ભીમસિંહે ચંપાના ગળામાં હસ્ત નાંખતા, કોમળ વદન પર તીક્ષ્ણ નજર ફેંકતા કહ્યું.

નાથ! આપના ખાતર મૃત્યુ મને આવે એમ હું ઇચ્છું છું પણ ખરો ભાગ તો મધુકાન્તાનો;

ત્યારે બીજા ઓરડામાં પ્રેમનાજ પડઘા ગાજતા હતા. મધુકાન્તા! વ્હાલી! હૃદયેશ્વરી તું ખરેખર મેવાડની સીંહણ છું" પ્રેમ ભર્યા અવાજે ગંભીરમલે જવાબ દીધો.

ત્યારે તમે ક્યાં સીંહ નથી; સીંહથી સીંહણના માન ઝાઝા છે.

અને છેવટે સુખમય જીવન વિતાવતા મધુકાન્તાના સૌર્યના, સાહસના, અને ચાતુરાઇના વખાણો આખા નગરમાં થતા રહ્યા.

આજે એવી સીંહણો પણ નથી; સિંહ નામ ધરાવતા કુતરાથી ડરે છે; ધન્યહો એવી સીંહણોને કે જેણે પોતાની સુવાસ ચોમેર પ્રસરાવી છે; એવી આર્યબાળાઓને અમારા વંદન હો;

વાંચનાર! તું પણ એમાં સામેલ થા! અને એવી વીરાંગનાઓ ત્હારા દેશમાં પુનઃ પુનઃ જન્મે તે માટે પ્રાર્થના કર.

**અમારા દેશમાં પ્રભુજી ફરીથી જોમ પ્રગટાવો**
**અમારી ભુમિમાં પિતા, વીરાંગનાઓ હવે જગવો.**



તૈયાર છે! થોડીક નકલો સીલીકમાં રહી છે!!

માટે તાકીદે મંગાવો!!!

રાજપૂતોના શૌર્ય, મર્દાનગી, અને પ્રેમ બતાવતું
રાજપૂતોની રણકથા સમું અમારૂં તદન નવુંજ
પુસ્તક તાકીદે મંગાવો.

# સમીઆણાનો

# બહાદુર કલોજી.

જેમાં દિલ્હીના મુસલમાન શાહ ઔરંગઝેબના નવરોજા રિવાજનો જુલ્મ, રાજપૂત બાળાને થતી કનડગત, અને તેના પરીણામે એક રાજબાળાની પ્રતિજ્ઞા અને છેવટે રીવાજને બંધ કરાવવો વીગેરે રોમાંચિક બનાવો તમને ખુશ ખુશાલ કરશે માટે આજેજ મંગાવી વાંચો તેની કીંમત ફક્ત બાર આનાજ છે ટપાલ ખરચ જુદુ સમજવું.

મળવાનું ઠેકાણું—

કેશવલાલ મગનલાલ દુધવાળા.

ઠે. કાલુપુર રોડ,—અમદાવાદ.

મુખ પૃષ્ઠ ફીનીક્ષ પ્રિન્ટીંગ વર્કસ.